# ધી ગ્રામોફોન ગાયન સંગ્રહ

## ઉર્ફે

## રેકર્ડસ ગાયનમાળા.

### ભાગ ૧ લો.

---

(૧)-કબીરભજન—રાગ-ભજન-પદ.

[illegible] મનમેં. મુખડાં કયા દેખો દરપનમેં:

[illegible], ઠલજાવેગા ખીનમેં.-મુખડાં૦
ઓર કાયામેં ઘાસ ઉગત હયે, ગૈઆ ચરત હય બનમેં;
કહેત કબીર સુનોભાઇ સાધુ રહ ગઇ મનકી મનમેં-મુખડાં૦

(૨) સરદારબા—

દશા કરે તે કોઇ ન કરશે મુરખ કરે અભિમાન,
પ્રાણી બિચારૂં તુચ્છ મગતરૂં, કાળ કથા અણુજાણ—
દ્રુપદમાં મરડાઇ મરે પણ, ધાર્યું કરે ભગવાન-દશા૦
નિરધનીયા પળમાં ધનવંતા, ધની થયા લાચાર;
સદા સુખી કે સદા દુઃખી, નહિ કોઇ જગમાં રહેનાર:
કુંપળ હસ્તી પાન ખરંતા, તે પણ છે ખરનાર;
નામ અમર રાખે તે જુગ જુગ, જનમ્યું તેજ જનાર;
નાહક આકીન છોડે નીજજન, સત સહાયક કીરતાર-દશા૦

(૩)—સુરદાસ—

દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા દાસ પરે દયા લાવો;-ટેક૦
સંસાર સંબંધ તોડી, જીવ આપ ચરણે જોડી;
હું તો બની બેઠો બાવોરે— દયાળુ૦
આંખ વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાવું;
હારે અવિનાશી [illegible] આવોરે;— દયાળુ૦

(૮)—ભુલભુલૈયાં—

દીલદાર યાર છૈલાસેં નૈના લગાયેંગે, નૈના લગાયેંગે સૈના લગાયેંગે—દી.
યારમેરા આલા જોબનમેરા બાલા, સુરતમોરે સૈયાંકી દીલકો લભાયરે–દી.
બાતમેરીભોલી ઉમરમેરી કોલી, આંખમાર ગમરૂસે નૈના લગાયેંગે–દી.

(૯)—જાંનીસાર—

દીવાના હું શએદા હું તલબગાર હું તેરા;
આએ જાને જહાં તાલીએ, દીદારહેં તેરા.—દીવાના૦
જાઉં મેં કહા અબતેરી, દેવડીસે નીકલકર,
રહેનેદે મુઝે મએ તો, ગીરફતાર હું તેરા–દીવાના૦
દેખા યહકબત તુજકો મહબ્બતકી નજરસે;
ગરજુર્મ હએ એહ તોમય ગુહનાગાર હું તેરા–દીવાના૦

(૧૦)—ના. સુ. નો. અંધ સારંગીવાળો—રાગ—ગઝલ.

દુઃખી સ્થિતી થઇ મારી, રૂદનથી શું મળે યારી,
વૃથા ગઇ સર્વ આજીજી, મળી ગઇ ધુળ સૌ બાજી.
સંબંધી મિત્ર સૌ નાઠા, બન્યા બહુકર શી આસા;
મનુષ્યોની મદદ એવી, દિવાલો રેતની જેવી,
વિપત્તી શોર ભલે આવો, દુઃખો સૌ ત્રાસ ઉપજાવો.
નથી ડરતો કશાથી હું, મરણથી ત્રાસ વધતો શું.
હઠો આવો ન મુજ પાસે, જગ સૌ સ્વાર્થમય ભાસે;
હરી હું છું શરણ તારે, ભવાબ્ધીથી ઉગારી લે.

૧૧)—બુદ્ધદેવ—

દુઃખીને ડરાવે શાને, મરેલાને મારે શાને:
બળેલાને બાળે શાને, વૈરી વિધિ.
રીઝાવી સતાવે શાને, સતાવી રીઆવે શાને:
રીઆવી છુવાડે શાને, દયાના નિધિ.
શશિને કલંકો દીધાં, ગુલાબો મનોહર કીધાં;
નિયંતા તેં આવી શાને, અનિતી કીધી—દુઃખી.
ચંદનને કુસુમ તે દીધાં, સાગર જળ ખારાં કીધાં;
અમૃત કહી ઝેર દીધાં, જીવન અકારાં કીધાં;
રમણી હૃદયે આશા, નિરાશા,, દીધી–દુઃખી.

(૧૨)—સાગર સરીતા—રાગ, ભજન.

દુરમતી શે નથી દેખતો ચેત ચેત નાદાન,
દીન દશા પાંચ મુકામ છે, ભાવે ભજ ભગવાન.
આ જગમાં સાચો કોય ન સાથી, એક પ્રભુજી સુખદાઇ છે. [૩]—દુર૦
સ્વારથનો સહુ સંબંધ ધરતા જગની જુઠી ઠગાઈ છે,
તનધન જોબન કનક કામની મૃગજળ માયા છાઇ છે.
અંત વખત કોઇ કામ ન આવે સાચી પ્રભુની સગાઇ છે,
અમીર ગયા ઉમરાવ ગયા, ન સહુને મનની મનમાં સગાઇ છે.
સત્ય વાત શાણા નર સમજો, સાચી પુન્ય કમાઇ છે.

(૧૩)—મનુ મણી—

દુઃખીઓ આ દુનીઆમાંરે, હું અહીંથી તહીં અથડાઉં;
ચડતી પડતી દશા ચક્કરે, ચઢતાં ગોથાં ખાઉં.
કોણ કુટુંબે જન્મ થયો ? બાળ કાળ શા રીતે ગયો ?
ઉંચો ચઢી ભવસાગર, મોજે નીચો પડી પછડાઉં—દુખીઓ૦
બિરંગી રંગો રમીયો બહુ જંગલ જંગલ ભમીઓ સહુ;
ભમતો દુઃખ સુખ સર્વ તરેહનાં, અજબ સ્થિતિ પલટાઉં—દુઃખીઓ૦

(૧૪)—સુફેદ ખુન—

દુનીઆ એક મુસાફીર ખાંના, હય પ્યારે ના મન અટકાના;
સાંજ સમજક આય બયેઠે, હય ભોરકો હય જાના.
ચુન ચુન મટી મહેલ બનાયા, લોગ કહે ઘર મેરા;
ના ઘર તેરા, ના ઘર મેરા, ચિડીયા રેન બસેરા,
મત લલચાના, દિલ લગાના, હરકા ગુન ગાના,

(૧૫)—અસીરે હિર્સ—

દુનિયા મતકબકી ગરજી, અબ મોહે જાનપરી,
જબ લગ બયેલ બહે કોલ્હુમેં તબલગ પ્રીત ખરી,
થકા બયલકો પુછત નાંહિ, ભટકત ગલી ગલી;
હરા વ્રક્ષ પક્ષી આ બયેઠે, રટકે નામ હરી,
ઉડ ગએ પત્તે ઉડ ગયે પન્છી દુનિયા, જગતકી રીતઅરી.

(૧૬)—ખુશરૂ, હશીનાં—

દુખીયારી હું મારી હું ગમકી,
મેરે આસ નહીં કુચ્છ દીલમે જરા—દુખીયારી૦

આપક, ઓમકે હો બએપારી, ધનધા ધંધા જારી,
બીના ધન દાનકે લેના ન દેના, મએ ઓરત હું ભિકારી–દુખીયારી.
કામ નહીં મીસકીનોકાં, વ્હાં નહિં ખએરાત.
જા અપની હલે, કર માયાકી બાત—મેરે.
નએ દઓલત હી રહેગી નએ સાંમાં હોગા,
ગોરે તારીકમે તનકા, તને ભેજા હોગા,
ધન માયા કુચ્છ કામ ન આવે, આવે કરની કામ;
અએસી કરની કર ચલો, જો પાછે બાજે નામ—મેરે૦

(૧૭)—સુરદાસ—

દેખો દેખો, મેરા નામ, માયા મહાન મશહુર હૈ,
મેરા ન્યારાહી આલમમેં નુર હૈ. જોગી ભોગીકું મેરી જરૂર હૈ.
દીલમેં યું રહે, ન કોઇ મુજસે દુર હૈ.
વાહજી વાહ, વાહજી—દેખો દેખો.

(૧૮)-કામલતા—

રસભર્યું આ જોબન જાય, રસિક રંગીલા વિના,
અંગ ભર્યો આ રંગ સુકાય, રંગ રંગીલા વિના;

સાખી } સુંદર બાગ શરીરનો ખિલ્યો છે નવરંગ;
અંગ ફુવારા ઉડતા, ભાળી જ્યાં અનંગ.

ફુલ પ્રેમ રૂપી કરમાય, ખીલાવે કોણ ભોગી રંગીલા વીના.

(૧૯)—બોલતો કાગળ—

રહો આઘેરા અલબેલા જાણું, જીવન છો મનમેલા;
આ સ્નેહ અધિર છેલ્લા, તરશાવો શાને આમ.
આણ પ્યારી વિયોગી ભારી, બને લાચારી સત્ય કહું શ્યામ
વ્હાલાજી પધારીને પ્રીતી વધારી, આ નારી આભારી તમારી સુખધામ,
હૃદયદાન દીધું સુજાણ, તમને શ્યામ પુરણ કામ,
વસી રહી હૃદય પ્રેમી મુર્તી, આ પ્રિય રંગે ભરી,
નીશદીન જોઇ વાટ દૃષ્ટિ, પ્રીતી રંગે ભરી...શ્યામ...શ્યામ, શ્યામ.

(૨૦)—મીરાંબાઈ—ભજન. રાગ–ધનાશ્રી.

રામ રતન ધન પાયા મૈયાંરે, મૈંકો રામ રતન ધનપાયો.
ખરચ્યો ન ખુટે વાંકો ચોર ન લુટે, દિપ દિન હોત સવાયો. મૈયાં-
નીર ન ડુબે. વાંકો અગની ન જારે, ધરણુ ભર્યો ન સમાયો. મૈયાં.

નામકી નાવ, ભજનકી બતીઆં, ભવસાગરસે તાર્યો. મૈયાં.
બાઇ મીરાં, કહે પ્રભુ ગીરધર શરણે, ચરણ કમળ ચીત લાયો. મૈયાં.

(૨૧)—સતી દ્રોપદી—રાગ, તોટક છંદ.

સખી સ્વપ્ન મહીં મનમોહનને, મેં નિરખ્યા એકાન્ત વિશે શયને;
શરમાઇ રહી, રતિ નાથ વદે, મુખથી નહિં કાંઇ બોલાય અરે,
વિનવે અતી વલ્લભ વ્હાલ ધરી, નવ ઉત્તર મુખ અપાય જરી;
નીચું જોઇ રહી, દગ પ્રેમ ભરી, ખણતી પૃથ્વી નીજ પાય અરે.
કર સાહી રશીક હૃદે વળગ્યાં, કરતાં બળસેન થયા અળગાં;
ત્રુટી હાર ગયો એ રકાજકમાં, કસ કંચુકીની છુટી જાય અરે.
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે, પણ નાથ થયા નગણાજ અરે;
મનથી મન શેજ ગયું પીગળી, જેમ સાકર દુધની સંગ ભળી.
કીધાં ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે,
મુખ તાંબુલની પીચકારી ભરી, ઉડી, અચાનક નાથને અંગે પડી.
સખી તે રજની અને તેજ ઘડી, રસીયો રીસ લાવી રીસાય અરે;
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી, રણ જાય પીયુ અરે, હુંથી લડી.
સખીઓ વિનવું તમ પાય પડી, કરો જે રીત નાથ મનાય અરે.

(૨૨)—પિતૃભકત પ્રભાકર—

સમજે ન પ્રથમ જન કામી, પસ્તાય પછી દુઃખ પામી;
નજ અબળા પર ઇતરાજી, પર નારથી રમતા પાજી;
એ અધમો પર કહું માજી, નથી રામ જરા પણ રાજી...સમજે.
હાથે બગાડે બાજી, નરી શકતા ઓ, નારાજી,
પાકે ના છેવટ ભાજી.............[૨]...............
સુંદર વર...ભયહદ...સુખકર...હરસે ખામી......સમજે ન...

(૨૩)—સન્યાસી—

સહુ સાહેબો પધારો...મારી શોભાને વધારો...વરઘોડો છે, મારો આ
ગાડી ઘોડાઓ જોડાવું—બેંડ વાજા વગડાવું. મોટી મોટરો મંગાવું.
વાગે પં—પં—પં—મોટો મંડપ રચાવું—લાઇટ ડીશન લગાવું.
રૂડા ગીતો ગવડાવું.........વરઘોડો૦
જરીનો જામો પહેરીશ હું, છબીલો ઘોડે ચડીશ હું.
નાણું નાખી દઇને તું—ઘોળામાં ધુળ ઘાલે શું;
છેડો બાંધીને ચહું છબીલાની સાથે.........વરઘોડો૦

(૨૪)—સતી તોરલ—

સતિયોને ન્હેની તનપર સુંદર સજવું ઘરેણું સાચું;
ટેકની ટીલડી કરવી લલાટે લજ્યા કાજળ્રંગ ભરીયે,
વિનયની વાળી નાકે રૂપાળી, હરી હેત હાર હૈયે ધરીરે...સતિયો.
કુલીનતા કેરી સજની સજની કેડે કંચુકી નીત રૂડી,
ચળકે કમનીય યુગલ કરોમાં દાન તણી શુભ ચુડી......સતિયો.
સાડી શીયળની અંતે ઓપાવે અળતો પતિવ્રત કેરો.
મર્યાદા ઝાંઝર પગ ઝમકે, ચતુરાઈ ચણીયો પહેરો......સતિયો.

(૨૫)—મહાશ્વેતા કાદંબરી—

સખી જઈ સંદેશો કહેજે, મમ સખીને ધીરજ દેજેરે...સખી.
અસ્ત થતાં દીનકરનો નલિની, ઉદાસ મનમાં થાય,
અલ્પ પરીચયે ચકવાકી પણ, પતિ સુખને નવ ચહાય.
તજ્યું સખીએ દર્શન પર નરનું, હું કયમ નામ લઊં નરવરનું,—જઇ.
સમજ્યા વિણ સુખની આશામાં, પામર જીવ તણાય;
વિષય ભોગ આ લોક તણા સૌ, અંતે નીરસ જણાય,
હશી પ્રથમ પરીણામે રોવું, એ વિષયે કયમ ચિત્ત પરોવું...જઇ.

(૨૬)—ઓડાણો—

સ્વામી સંભાળોરે, હે કૃષ્ણ કૃપાળાં.
શરણે લેજો અનાથોના નાથ પતિ મારા.
કારણ કરણ વિઘ્નં વીદારણ છો, રાધે પ્યારા,—સ્વામી૰
ભડ ભડ ગીરી ગીરી દવ પ્રજળતો, હરણાં પામે ત્રાસ,
શર સાંધે છે પારધી, જીવનની નહિ આશ,
આવો વારે બળ વિર, દ્રુપદ સુતાનાં પુર્યાં ચિર—સ્વામી.

(૨૭)—ધના ભગત—ભજન—

રામબાણ વાગ્યાં હોય તે જાણે, ઓલ્યા, મુરખ મનમાં ન આણે.
ધ્રુવને વાગ્યાં, પ્રહલાદને વાગ્યાં, ઠરી ને બેઠાં, ઠેકાણે.
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં, એવું વેદ વચન પરમાણે—રામ૰
મોરધ્વજ રાજાનું મન હરી, લેવા, મ્હારો વા'લો આવ્યા જે ટાણે,
લઇ કરવત મસ્તક પર મેલ્યું, પત્ની પુત્ર બેઉ તાણે—રામ૰
મીરાંબાઇ ઉપર કોપ કરીને, ઓલ્યો રાણોજી ખડક તાણે,
ઝેરના પ્યાલા મ્હારા ગીરધરલાલે, આરોગ્યા અમૃત ઠેકાણે—રામ૰

નરસીંહ મ્હેતાની હુંડી સીકારી, વ્હાલે એપ ભરી ખરે ટાણે,
આગળ સંત અનેક ઓધાર્યા, એવું ધનાભગત ઉર આણે.—રામ૦

(૨૮)—મહાશ્વેતા કાદંબરી—રાગ—ભજન—પદ.

રામ ભજન રોકડ નાણુંરે, વેપારી સંતો, રામ ભજન રોકડ નાણું.
લક્ષ ચોરાશી કેરા ફેરામાં ફરીઓતોએ,
નહિ તારૂં ઠામ કે ઠેકાણું રે......વેપારી સંતો૦
બીજાની વાત માંહી ડાહ્યો બહુ થા, તો પણ,
તારૂં પોતાનું તે ન જાણુંરે......વેપારી સંતો૦
કાળની દાઢો વચ્ચે વિશ્વ ચવાતુંરે,
સૌ કો, છે કાળનું ચવાણુંરે...વેપારી સંતો૦

(૨૯)—મહાશ્વેતા કાદંબરી—

રામ ભજ તું પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાંગશે ( ૨ )
તારા દેહનું સાર્થક થશે—રામ ભજ તું૦
"બોલો રામ, સિતારામ"
પંખીડા તું જો વિચારી, કર્મ તારા લે સંભારી,
વાસના નઠારી તુને રૈરવ નર્કે નાંખશે—રામ૦
મૂઢ તેં મતિ નીશારી, મતિ તેવી ગતિ તારી,
ઉડજે સંભાળી તારી કાયા કંચનની થશે—રામ૦

(૩૦)—ઉસાદેવડી—

રૂડી રઢીઆળી રાત, ચાલોને રમવા, ચતુરા ચોકમાં;
લાગે હૃદય રઢીઆળી રાત, આનંદ લે છે. ત્રણ લોકમાં.
મ્હાલે મદન જોબન વનમાં.
હાંરે લાગી તાલા વેલી તનમાં, એય ચાલો ચોકમાં—રૂડી૦

સાખી } "જુવે ચકોરી બાબરી, ચંદ્ર ઉદયનો ઘાટ;
વીરહે વ્યાકુલ વલ્લભા, વ્હાલાની જુવે વાટ."

રતીરસે રમણીયો બની રંગની રાતી, નણદીના વીરા વીના છાતી ભરાતી.

સાખી } "જેને પ્રીતિ જગમાં, તે પર પીડા જાણ;
સાકરના શોખીનને, ભુખ્યાનું નહીં ભાન."

શીદ સતાવોરે સુલક્ષણા, શીદ સતાવોરે, પ્યાલો ધરીને પાસે વ્હાલા
શીદ ટળવળાવોરે.

લાજ ન આવેરે કમારા, ચન્દ્ર લાજ ન આવેરે.
નારી નીસાસાનો સાગર, નાહક બળ બળાવોરે.

સાખી } પાર પલકમાં પહોંચવા દીનાનાથ દે દાવ,
આશા સાગરમાં મુક્યું, શ્યામ સમાગમ ન્હાવ,

જુવો વહાલાની વાટ, બાળાઓ બેશી ઘરના ગોખમાં;
આવ્યા પીયુ પ્રભાત, ઝાંઝર ઝણુણુ ઝમક્યાં ચોકમાં.

(૩૧)—મનુમણી—

વરસાદ અને વહુઓને છે, જગમાં મરવાનું મરવાનું.
થોડો પડે તો કો થોડો પડે છે, ઘણો પડે તો કહે ઘણો નડે છે,
શ્રમ કરી કરી થાકી જતાં પણ, સ.સુ નણંદથી ડરવાનું ડરવાનું—વ૦
સાસુનાં ઠીકરાં વહુનાં કલેડાં, લઢે વઢે તો કર્મે જડેલાં,
નાનાં અને મોટાં સઉકોનું, કાને ભુલી ભુલી કહી ધરવાનુ ધરવાનું—વ૦

(૩૨)—કંસવધ—

વારો, વારો કુંવરજી કાનુડો તોફાની, તેને નંદરાણી તમે વારજો.
માજી બાળક શું મહોડે, ચડાવો.
સુત શામળીયાને સમજાવો, સમજાવો...વારો. વારો.
ઘરમાં ઘુસીને, ગોરસ ખાતો, તાવણને તડફડ દે, લાતો.
કહું શું વાતો, ખુણે ભરાતો, લાગ જોઇ છાનો, છટકી જાતો—વા.
વખત વીના વાછરડાં છોડે, મટકી દહીં દુધના ફોડે.
બેસી રસોડે તાવડી તોડે, દોટ દઇ કાનો, દડબડ દોડે—વા.

(૩૩)—કામલતા—

વાટ જુવે છે, વાલી રશીકવર, રજા અમેં તો લઇશું બા.
પ્રેમ ગુંથણી ગુંથો છાના, દુર, હમે તો થઇશું બા.
મને એકલી મુકીને, તમે જાઓ ના,—યશો એકલાં તમે ત્યાં જાઓ બા.
મને લાગે છે બીહક—બહુ ઠીક છે ઠીક—એમ કેમ,
ખાલી કરો પતરાજી—અમે જાઇએ એમાં રાજી,
જતાં કરો છો સફાઈ—છોડો જાસું હમે બાઇ.
હવે આવજો બા—સખી તું—હા—આવજો બા—અલી તું.
હા. આવજો બા, કરો અમન, ચમન, હમે જઇશું બા —વાટ૦

(૩૪)—સરદારબા—

વેળા ફરતી છાંયડી સુખ દુઃખ આવે જાય,
લીલા શ્રી જગદીશનીરે, મુરખ ગોથાં ખાય—એતો ન્હેની. મુ૦
વરતો સમયને વિચારીરે—હા—સમય તણી એની બલીહાર,

કુંજે ખીલી કુસુમકળી, જે સાંજ પડે કરમાય,
ચોઘડી ચળકી ચંદ્ર ગગનમાં, ઝાંખો ઝટ થઇ જાય—એનો બ્હેની૦

(૩૫)—મહાશ્વેતા કાદંબરી—

રૂપે શું મન રાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો. (૨)
હાડ માંસ ને રૂધીર ભરેલું, મઢયું ચામડે અંગ (૨)
ગંદા, દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ,
ભરૂસો નહિં સાચોરે, કાયાનો રંગ કાચોરે.—ભ૦

(૩૬)—ભિષ્મપિતામહ—

રૂડા રૂપાળા બહુ બહુ જોયા, પણ અંતર ના મેલા.
ઉપર ઈંદ્રામણા સરીખા, અંદર ઝેર ભરેલા;
ચંદન વૃક્ષે સાપ રહે તેમ, સજ્જનમાં દુર્જન ખળ છે.
સુગંધથી સમજાશે સઘળા, કસ્તુરીકે કાજળ છે—રૂડા૦
કરી આકરી પુરૂષ પરીક્ષા, ગુણના સાગર ગોતી લ્યો;
તજી શંખ શેવાળ સબાને, મહા મુલ્યનાં મોતી લ્યો.—રૂડા૦

(૩૭)—બોલતો કાગળ—

રંગી, આ દુનીયા નારંગીએ, રંગી, તે રંગી બેરંગી, દુન્યા દોરંગી—રંગ.
સાગર પાણી શીતળમાં,વડવા નળ તેનાં તળમાં,આગને પાણી બન્યા સંગી.
આ આજે અંગી મનાતાં, કાલે ભુજંગી થતાં
કોણ ભુજંગી...કોણ અંગી...રંગી...
વાયુ જે દીપક ઠારે, આગને તેજ વધારે
પ્રભુની પ્રભુતા દોરંગી.........રંગી...આ દુનીયા...

(૩૮)—કન્યાવિક્રયની ક્રુરતા—

લખ્યા જે લેખ લલાટેરે, નહિ મીથ્યા થશેરે,
સુર્યવંશી સત્યવાદી, હરીશ્ચંદ્ર ગણાય.
નીચ ઘેર મજુરી કરતાં, પાપી પેટ ભરાય.
વિધીની કૃતિ ગતિ ન કળાય [૨]—લખ્યા.
પુર્ણ પ્રતાપી પુણ્યશાળી, પાંડવો કહેવાય,
ભાગ્યહીને રાજ તજીને જંગલ મેવાં ખાય,—વીધી૦
મન ધારે કે હું કરૂં ને, કરવાવાળો હોય,
આદર્યાં અધવચ રહેને, પ્રભુ કરે તે થાય...લખ્યા૦

(૩૯)—ચન્દ્રાવલી—

લો ફુલ જાની લેલો, ફુલ જાની લેલો.
ફુલોમાં ફુલ ચંમેલી નરગીશ બડી રશીલી.—લો૦
ગજરે સુહાની લેલો, ફુલ જાની લેલો;
માલન હું છેલ છબીલી, ફુલોંસે હું મૈ રંગીલી.
ચંપા હું નામી યારો, લો ફુલ જાની લેલો. લો૦
ગજરા બૈચન વાલી, નાદાન વે તેરા નખરાં.
ગાલોંપે લાલી હે તોરે નિરાલી, બાતાંમે હે ભોલી ભાલી.
ઓઇ ઓઇ કંહી લડ ગઇ કહીં, અડ ગઇ કહીં, ભીડ ગઇ,
વે તેરા નખરાં.

(૪૦)—નરસિંહ મહેતો—

વહાલા વેગે આવોરે, દયા દિલે લાવોરે, બીડું મારી ભાંગવા હોજી.
નહીં આવો તો, છાનાં ઉઘાડું, બધાં છ.દ......વ્હાલા૦
આહેરડામાં ઉછર્યાં, ગોવાળીયામાં વાસ,
કાંધે કાળી કામળી, માગી પીતા છાશ.
માતા કેદે મુઠીયા, પુરો મારી આશ,—હું રાખું તમથી દાવોરે—બીડુ૦
બે માના બે બાપના. નકટા, નિર્લજ બાળ,
મહીમાખણનાં ચોરટા, કંસ તણા હે કાળ,
સોડ તજે રાધા તણી દુરીજન આગે આજ, ધીરા વેગે ધાવોરે—બીડુ.

(૪૧)—જુગમ જુગારી—

વ્હાલમજી સાડી ગુલાબી મંગાવો, હો (૨) પોલકા બનાવો મોતીડા-ટંગાવો—અંગડી બે હીરાની મોંઘી મઢાવો જડાવો.
સુરતમાંજ, જણાય છે, ધુતારાનાઢંગ જેવા વાનો, પુરશો તેવો ચઢશે રંગ.
હાંસીના હુલ્લાસમાં, રસીલી ના રીસાઇએ વા.

(૪૨)—માયા મોહિની ગઝલ કવ્વાલી—

વખત બદલાય છે જ્યારે, બધું પલટાઈ જાયે છે.
બને છે દાસ ભુપતીને, નૃપાલો દાસ થાયે છે;
હતો ખોખાર અશ્વોનો, ખરો, ત્યાં ભૂકતાં જોયાં,
હતાં જ્યાં દાન કરનારાં, લુટારા ત્યાં જણાયે છે...વખત૦
નથી એ દોષ કોઇનો, ખરેખર ખુબી કીસ્મતની,
હતો જે ભક્ષ સીંહોનો, શૃંગાલો આજે ખાયે છે;

બધી જાહોજલાલી આ, દીવસ બેચારની ગારીલ,
બની મગરૂર માણુસ તું, વૃથા શાને ફુલાયે છે...વખત૦

(૪૩)—ખુબસુરત—બલા—

દેખો યારો ક્યા ઝક મારા બીબી અયસી લાએ,
કે જીસને આતેહી મેરા દીવાલાકુકા હાએ,
યારોકે સાથ હોટેલમાં, ચંપીનકી બોટલ ખુલવાયે
ઔર યહાં તો મીસ્ટર બેરસલ્લાકા. ડબ્બા ગુલહો જાએ,
મિલે જીસકો જોરૂ અયસી, વોહ બ્હાર દેખે કયસી.
લાઅનત ભેજો યારો અયસી, જોરૂ કી અયસી તયસી,
કોઇ આવે સાયકલ લેકર ઔર કોઈ લાવે મોટરકાર.
મિયાં, તો ઘરકી ખાય હવા ઔર બીબી જાયે બ્હાર,
ગયરે કો દેકર હાથ બગલમેં—ફીરતી હય બજાર.
અયસી ફેશનેબલ ઔરતપર હો ખુદાકી માર.—પીલે૦
ભટકે વોહ રાત કો નાટક ફાટકમે, ઉલજલુલ
મિયાં રોકે તો બીબી કહેતી બી. ક્વાઇટ, યુ, ફુલ.
દેખો યારો હાં તુમભી કરના અયસી ભુલ,
વરના તુમ્હારી ભી યેહ કરદેવેગી દબ્બા ગુલ.

[૪૪]—સતી દ્રૌપદી—

ધરો કાંઇ હિત શિખામણુ ધ્યાન, ગર્વથી નથી નાથ કલ્યાણ.
કુસંપે રહ્યું કોણુ આરામ, મેળવ્યું કોણે મહીમાં માન.
અભિમાન પર્વત છે મોટો, હેઠણુ ઉંડી ખાઇ...
ચડયા પડયા તે નર પછડાયા, છરમાં ગયા છુંદાઇ.—ધરો૦
લંકા સરખો ગઢ દુર્ઘટ ને સમુદ્ર સરખી ખાઇ.
લંક પતિ પણુ લંક ન લાગ્યો, રણુમાં ગયા રોળાઇ,
હિરણ્યાક્ષને હિરણ્યકશ્યપુ જબરજંગ બે ભાઇ,
નરસિંહ રૂપે નખેવધેર્યો, માને ગયા મરડાઇ......ધરો૦

(૪૫)—દેવકન્યા—

ધરી સરસ સોળ શણુગાર આજ પિયુકાજે હું મલપતીરે.
વાહ બની જોબન મદવતીરે, કસકસી ને ચોળી તગ અંગમાં.
નાજુક બદન નીરે—વાહ૦
ચપળ નેનમાં સુંદર કાજળ, લાલી ગાલપર ખીલી રહીરે.
વેણી આ નાગણુસમ ગુંથી શોભા વદનનીરે—વાહ—બની૦

(૪૬)—સ્નેહસુધા—

ધાર્યું એક ધણીનું થાય,
આપણું કર્યું કાંઇ નહિ થાય............ધાર્યું.
રામચન્દ્ર જેવા સત્યપુરૂષો, શીદ વનવાસે જાય ?
સીતા જેવાં મહા સતી તે, શીદ દોષીત દેખાય ?
દશાનન રણમાં શીદ રોળાય ? વિધિની કળા ન કળાય—ધાર્યું.
ધર્મ ધુરંધર ધર્મરાય, શીદ દ્યુત રમવા જાય ?
પાંચ પતી જોતા સતી કેરી લજ્જા શીદ લુંટાય ?
હતા હાજર એવી યદુરાય—છતાં શીદ દુઃખમાં તે ડુબાય ?
કરોને ભલે અનેક ઉપાય—છતાં ભાવીનહી ભુંસાય—ધાર્યું.

(૪૭)—મોહિનીચંદ્ર—

ધિરી ધિરી સુંદરી જરા ધીરી, તારા વાસ્તે લીધી છે ફકીરી—
નયન મીલાવો પ્યારી હસી બોલાવો આપીશ આખી અમીરી ઓજી
રૂપે રીઝાતું કહોતો સોને મઢાવું, દૂર કર તું દીલગીરી ઓજી
ધીરા ધીરા કુંવર જરા ધીરા, સગી માડીના જાયા ઓ ધીરા.
જેવી પોતાની તેવી નારી પરાઇ, પરખી પરભવની પીડા.
રાવણ રોળાણો દુર્યોધન દબાણો, કીચકના થયા ચીરા.

[૪૮]—પિતૃભક્ત પુંડલીક——રાગ—ગઝલ કવ્વાલી.

મને તું માફ કરી શાણી, વચનપર ફેરવ્યું પાણી,
ખરે હું ક્રુર છું પ્રાણી, ગુન્હેગારી અમારી છે.
લફંગા છો ધુતારા છો, ઠગારા આપ છો પુરા,
અધુરાં લેશ ના ભાશો, હૃદય માંહિ કટારી છે.
લફંગો છું ધુતારો છું, પરંતુ દાસ તારો છું,
જગતના પાપી ઉપર, અખત્યારી હમારી છે.
જણ્યા રાંડે રતન જેવાં, ખરેખર આપને બેટા,
લડે છે શીંગલા ઘેટા, ભયંકરતા થનારી છે.
અમે મસ્તાન પંખીડા, અમે મ્હોબત તણા કીડા,
વડીલો પણ હતાં એવાં, કબુલાત એ અમારી છે.
રૂપાળી જોડ છે થાપી, ટળી બાપા થયા સ્વામી,
રહી ના લેશ પણ ખામી, કહો, (આ) જોડ સારી છે.
ઇજારો તો નથી લીધો, રશીલી આજ નખરાનો,
હવે તલસાવ, ના પ્યારી, વિરહની આ બિમારી છે.

(૪૯)—કનકતારા—

લે ઘાસલેટ, અયે ઘાસલેટવાળા કૈસે બાટલી દીયાહે,
અય છપયસે કો, છપયસેકો ! અય ! પાંચ પૈસેકો દેતા હે, અરેજાઓ જાઓ—તુમને દિયા ઓર હમને લિયા ઘાસલેટ, ગાના તો સુન ]
—મન તો મારવાડ કો બનીયોરે—બમ્બઇ શહર કો આયો.
મારવાડસે નિકલ્યો જબતો પાઉમેં નહીં થો જુતો;
ઘાસલેટ (લે—ઘાસલેટ) કી. ફેરી ફરીને—પાંજરાપોળમાં સુતો.
મયતો મારવાડકો બનીયોરે, બમ્બઇ શહર કો આયો.
બ્યાજ બટાકો ધંધો કરીને પૈસા પાંચ કમાયો,
આધી આધી જમે, ફરીને લાડીજીકો લાયો—મયતો
લાડીજીકો મુખડો ધોલો, મોરે મનકો ભાયો,
લટક મટક કર ચાલી જાણે મોરોજી લલચાયો—મયતો.
[જાયે ! રામ રામ જીયો ભાઇ ગંગારામ દીયા દાન છુટે આમ,
—તાંબા દાન—પીતળ દાન. )

(૫૦—ઝો રેકર્ડમાંથી—દો જોરૂવાલેક કીસ્સા—

યારો દો જોરૂ વાલેકા કિસ્સા સુનો—દો જોરૂ ને કરતા બડા જંજાલ હૈ. જબ દોનો લવડીયા હૈ, તબ દેખના ચાહીયે વો કહતી જંજાલ હૈ. જબ દોનો લડતીયાં હૈ તબ દેખના ચાહીયે તો કહતી હય કિ તેરા ખાવીંદ મરે, ઔર વો કહેતી હૈ કી તેરા ખાવિંદ મરે. તો દોનોકા ખાવીંદ તો મૈ. ના. લો સુનો—

—યારો ! મૈ દોજોરૂ વાલા દો જોરૂવાલા, દો જોરૂ વાલા, હા—યારો.
એક પકડે ટાંગ, ઓર દુસરી પકડે કાન, દો જોરૂ વાલે કમબખ્તકી બીચમે તાનમતાન—યારો.
એક માંગતી હય લડુ, દુસરી માગે ખાજા, એક જોરૂ વાલા મીયા સબહય રાજા—મેયારો.

—( ભાઇઓ દો જોરૂ વાલેકા કીસ્સા સુના, દો જોરૂ ને કરવા. બડા જંજાલ હય. જબ મે નઇતકે ઘર જાતા હું, તો વો કયા કહતી હય, કી આજ તો મેરે પેટમે દુખતાં હય, જબ જુનીકે ઘર જાતા હું તો કહેતી હે કે, મેરે સરસેં દરદ હોતા હય, અબ મે મેરા દરદ કહાં નિકાલુ ઔર કહાં જાઉં. હય કોઇ એસા સખીકા લાલ કે દો જોરૂ કે લેવે ? ઓર એક અચ્છી ખાતરીકી દે દેવે. ખુદા ઉસકા ભલા કરેગા ]

[૫૧]—માયા મોહીની—

રહ્યો વર્ષોના વર્ષો મવાલી, લાવું બૈરી હવે બશ રૂપાળી,
હોય વિધવા કે ભરથાર વાળી આવી વાંઢા મેળું નાખે ટાળી,
શેઠ ! છે આ જમાનો મવાલી, કોઈ આવી જશે ઝાળી,
હોય આ આબરૂથીઆરપાર ખાલી, હોય વિધવા પણ બે બચ્ચાવાળી
નહિ નહિ બૈરી લાવીશ, બચ્ચા વગરની......(હાખ......છી)
કેવી ઓચીતી છીંકનું, હાખછી...હાખછી...હાખછી...હાખછી
રાંડ નકટી કરૂં નાક વાઢી, વાત વિઘ્નોની આ કેવી કાઢી,
તારી સુરત બનાવું હું કાળી. બૈરી આપી જશે હાથ તાળી. રહ્યો.

[૫૨]—ફેસાને અજાયબ—

મચાના મિયા જાન ઉધમ ન એસા મચાના મિયા જાન,
મિયા ન બોલો જોરૂ બનાલો મય તેરી દીલ બહુજાન.ઉધમનએસા
જી નહિ, નહિ, ઘડી જાના જાની, ઘડી આના જાની.
ઘડી બોસા બાજી, ઘડી હીલા સાજી ઘડી હોના, રાજી,
કહો આવે કાજી, ઘડી હમ તુમ ફેર મિલકે પ્યાર. ઉધમન.
નસેરે જોરૂ નમેરે લડકા અલાસે નાતા મુદામ- જી હાં. હાં.
કરો હમસે યારી—મૈ હું તુમસે આરી—મૈ હું તુમપે વારી,
હાય કયસી ખુવારી.
ગલે મીલજા જાની, નહિ મેરા સાની. મેરા દુર હીસે હૈબસ.
—સલામ ઓઇ ઓઈ.

(૫૩)—અશ્રુમતી—

મારા હઇયા કેરા હાર, નજર ક્યાં આવશેરે,
મારા નાજુક શુકની ભાળ, અરે, કોઇ લાવશેરે;
લલીત વચનની, લેહ એક લાગી, સુંદર વરણથી પ્રીત જાગી.
ચતુર સુજાણથી, મેળવી વિયોગ ટળાવશેરે,
માગ્યા મુકતાફળ આપીશ, દેવગણીને દીલ પીંજર સ્થાપીશ,
હાજર હરનીશ રહી, ચરણ તુમ ચાંપશેરે,
કનક કાયાનું પીંજર કરશું, હાવ ભાવ રત્નેથી જડશું;
પોપટ પગમાં પલક કરો, રશ લાવશેરે.

[૫૪]—રમણસુંદરી—

મારે સ્વામી છતાં રંડાપોરે, બાપજી જુનીનું જોર ન ચાય;
ઘર અધેડે ચડયુંરે માવડી, નંદલાલ નરકે જાય,

જાય જાય ઘરનું પોતીકું થાય, મોકાણું નીત મંડાય,
ગોળાનું પાણી સુકાય, ઘેર ફીટે ઘર જાય—મારે૦
જોઇ વ્હોરી મેં-જાત, રાંડ નીકળી કમજાત.
અરે લ્યો દાગીના આપું છું, નાથજી ! ઘરમાંથી જો પાપ જાય.
હોય શોક હોય, એ તો બે બઇરાંનો લાવો. અંદર ગુલાબસિંહનો દાવો
અરે મેર પીટયા વાંઝીયા—કુટું તારા છાજીયાં,
હાય તને, હાય તને, હાય, હાય, હાય—મારે૦

(૫૫)—વસંત પ્રભા—

માનો માનો ને રસીલા, માનો તે મારી વાત,
છેક આમ શું કરો છો, બોલાવે જનઓ તાત—માનો.
રસીલી પ્રેમપાન, અમૃત તેજીવાયે, દાઝ પ્રેમ વાત, જાણ્યું પ્રોયા.
કટાક્ષે વિંધાઇ, કેદી નઇ રહ્યા.
વિતી જાય રાત, વાતો નાથ શું, ઘેલા થયા—માનો.

[૫૬]—બુદ્ધદેવ—

મારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી હો રાજ.
કોઇ કુસુમ લ્યો કુસમ લ્યો.
મીઠાં યૌવનના ભોગી રસીલા હો રાજ—કોઇ કુસુમ.
પ્રીતે પધારો પ્રવાસી અમ બાગમાં,
પાથરી શું આણુ અતિ અંતર સુહાગમાં;
એક દિન થાઓ મેહમાન, હો વિલાસીરાજ—કોઇ કુસુંમ.

(૫૭)—બુદ્ધદેવ—

મારો અંતર અંતર બગીચે ખીલી પ્રેમ કળી.
કરમાયે રસથી ભીની, રસિયા ફેસમાળી વિના,
પાંખડી તલસે વિલસે, અમૃત મહેરામણુ વિના;
મધુ પરાગ ભરી, છે સુવાસ ભરી—મારે.
અમી ભરી કુંજ જોવા, શાણા છો રસથી ભીના.
ચુરકી નાખી કર્યાં નાસો. નાથ નગિના.
આવો આવો [૨] તલસાવો શાને વિલાસી બની-મારે.

[૫૮]—મહાશ્વેતા કાદંબરી—

આલીકના બાળક સૌ માલિક, સૌનાથી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના, સૌ બાજી એને હાથ.

(૫૯)—કુમલતા—

મેં દુનીયાં સઘળી જોઇ, કોઇનું ન દીઠું કોઇ;
સ્વારથની જાળ પરોઇ, સમપણ સહુ નાંખે ધોઇ.
આજ હોય વ્હાલા કાલ તેજ થાય વેરી,
અજબ સરખી એ તો, ઉીન પ્રીત કેરી,
પોતાના સ્વારથને માટે, અવરને નાંખો નીચોઇ.

[૬૦]—દાગેહઝરત—

મોરી મોહનીયા, તારે ગોરે ગોરે ગાલ,
મોરી મોહનીયા, તારે લંબે લંબે બાલ;
મદસે હું મય મતવારી, મનવારી મોરી ચાલ;
કાંટા લગા પ્રેમકા, મય હો ગમ બેહાલ,
આંખો તોરી મદ ભરી, ડોરે અરે લાલ [૨]
ઠુમક ઠુમક ચાલ ચલે, કમરીયા જયસે બાલ,

[૬૧]—દલપતસીંહ— રાગ–ભજન.

મોહન તારી મોરલીરે વ્રજનારને વેરણ થઇ.
કોમળ સુરે કાળજું કોરયું, ચીતડું ચોરયું લઇ...મોહન
કામતો હવે કાંઇ ન સુજે, સાંભળતા સુદ્ધગઇ...મોહન
પ્રેમના પાસમાં પ્રાણ ફસાયો, આકુળવ્યાકુળ થઇ...મોહન
માતપીતા તણી લાજ તજીને, વંદ્રાવનમાં ગઇ...મોહન
આવાં તમારાં કારમા કામણ શામળા કીધા સઇ...મોહન
દુખડાં કેરાં ડુંગર ડોલ્યો, માથા પાડી લ્યો ભાઇ...મોહન
દલપતસિંહવા દેવને મગવા ગોપીયો ગોકુળ ગઇ...મોહન

[૬૨]—મહાશ્વેતા કાદંબરી—

મંજરીએ મનડું મોહ્યુંરે,
મનગમતા મહારાજ, મારા મનગમતા મારાજ.
એ શું દીલડું અમ પ્રોયુંરેરે...મનગમતા.
( શું આ પુષ્પ તમને બહુ ગમે છે. )

સાખી { " મનને તો ગમતું ઘણું, મુખથી કેમ મગાય;
વીણ પ્રીછે વીણ પારખે, ધરે માન મુનિરાય;

સાખી { " માગે માન ધરે નહિં, જ્યાં જેવું દાતાર.
" સુખે સ્વીકારો પુષ્પ આ, ધરો કર્ણ મોઝાર"

અતિ ઉદાર દીલ તમ જોયુંરે...મનગમતા.

(૬૩)-સતી પાર્વતી-

મુનીવર કાયા આ ગાળો છે, શ્રી શિવશંકર વર વરવા,
હોંશ ઘણી છે એને હઇયે, ત્રીલોચન કર ધરવા.
હે, શું બોલો છો બાળા, પતિ પરખમાં પૂર્ણ અજાણું:
ભંગી જંગી એ ભોળાથી, તારૂં શું થવાનું કલ્યાણ.
ક્યાં રાહુ ને ચન્દ્ર ચારૂ, ક્યાં રત્ન સાથે નવ શોભે પ્હાણ.
ડુંગર ખોદે ઉંદર કાજે, ધન્ય ધન્ય છે તારૂં જ્ઞાન.
રૂડા કે ભુંડાં શિવજીને, પામ્યે થવાની લીલા લહેર,
પરહરી અમૃત શીદને શાણી, જાણીને ઘોળે છે ઝેર.
ખેર ઝેર કે અમૃત એ છે, કથા તમને શી તેની,
મનહર મળતાં મંગળમાળા, બાળા મન માને એની.
કાણો કુબડો ઘણી મનમાન્યો, સુંદરી સમજે સુરરાય.
પ્રીત પુષ્પની મધુર સુગંધી, જડ જોગીથી શું સમજાય.

[૬૪]—કબીર ભજન—રાગ કીરતન.

મુંખડાં કયા દેખો દરપનમેં. તેરે દયા ધરમ નહી મનમે—મુખ.
જેશી પુલ રહી પુલવાડી, બાસ રહિત નીજ કુસમેં;
એક દીન એસી હો જાયગી, ખાક ઉડેકી તનમેં—મુ૦
ચુવા ચંદન અબીર અગરની, શોભે ગોરે તનમેં.
ધન જોબન દો ઘડીકા સાથી, છુટ જાગેગા ક્ષણમેં,
કોડી કોડી માયા જોડી સુરત રહે નીજ ધનમેં,
દશ દરવાજા બંધ રહે તો રહે ગઇ સબહી મનમે—મુ૦
વાસનકી એક નાવ લગાઇ, લે ચલે જંગલમે,
ધરમી ધરમી પાર ઉતર ગયે, પાપી ડુબે જગતમેં—મુ૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ એ કયાલગ રહે મનમેં—મુ૦

(૬૫]—કૃષ્ણસુદામા—કવ્વાલી—ગજલ.

મુંઝાવી કયાં મને મારે, જવાદે કૃષ્ણને દ્વારે,
ખલકનાં ખેલ છે ખોટાં, જેવા પાણીનાં પરપોટા,
માથે ભય મોતનો ધારે, જવાદે કૃષ્ણને દ્વારે,
[શખામણ માની લે સ્યાણા, મેળવવાને ભક્તિનાં નાણાં.
ત્રીકમ વીણ કો નહિં તારે, જવાદે કૃષ્ણને દ્વારે,

(૬૬)—બોલતો કાગળ—
માલી વિનાની ખાલી, જોબન તણી ફુલવાડી,
હાયે, સુકાઇ ચાલી, પણ નાવે જીવન માલી.
ગાલ ગુલાબ તણી ગઇ લાલી, નરગીશ આંખ નમી મદવાલી,
લ્યો સંભાળી, જીવન માલી, પાણી વિનાની ડાંલી,
તાપે...તપે હરીયાલી.........માલી—......

(૬૭)—સાગર સરીતા—
મોઇ ડોલી......જીગર દે ખોલી ઓ, લવલી જોલી.
બોલો મધુર કંઇ બોલી...મોઇ ડોલી (૪)
કમ ડીયર...આશકપર પ્યાર કર...નહિ મળશે કો આવો જનરનર,
કમ ડીયર...તું દીલહર, શરમા ન ઘુંઘટપર દુર કર.
જાઓ જાઓ આ શે ડોં—કમ એલોંગ—સીંગસોંગ, લીત્રલોંગ, માઇ ડોલી

(૬૮)—નરપિશાચ—
મારૂં જોબનીયું છલકાય. મારા છેલ છબીલા આવો,
હજી હું કુંવારી છું નાદાન, કરતા નયન તણી કોઇ સાન;
જોઇને મોહના મસ્ત્યા જુવાન, તેની મીઠા નીગાથી બચાવો—
હજી હું ભોળી ભાળી નાર, ખાતી વાત વાતમાં હાર,
ફસાવે મને પછી દીલદાર, આવો મનહર કેમ સતાવો—મારૂં,

(૬૯)—મહમદ હુસેન—રાગ મહાડ—તાલ—દાદરા—
મારો જોબન બીતો જાય, બાદીલાં બેગે આયોરે,
પ્રિતમકું ચીઠીયાં લીખું, તાપર લીખું સલામ;
જીસ દીનસે પીવા પરદેશ સીધારે, નૈનસે નિંદ હરામ.
કોઠે ઉપર કોઠારી, સોના ઘડે સોનાર;
પાયલ મોરી બાજનીરે, બીછવેકી ઇંકનાર,

[૭૦]—ખુને નાહક—
માનો માનો માનોરે, પ્યારી બતીયાં;
જાજા નાહીં દીખાવે તુજ છતીયાં, એહ બતીયાં, સુરતીયાં.
બોસા દે એક, ગોરે ગાલકા, પ્યારી જાન, બોસા દે એક, ગોરે ગાલકા.
ચલ મુવે, હટ મુએ, ઘુસ તું મનહુસ મુએ,
અય જો જાઉં તો પકતાઉંગી—દુઃહા કંઠા મુજગા પાયગી,
નીકલ નીકલ ઉધરકો ચલ, ન અબ મચલહાં.

[૭૧]—મીરાંબાઈ—
મીરાંને પુર્વ જનમની છે પ્રીતરે, મીરાંના હૈડે લખાણા,
હરીનાં હેતરે, નામ નહિરે, છોડે હો......મીરાં.
રાણાજી એ આપીયો, ભુતડાં ભેળો વાસ,
ભુત પ્રેત ભાગી ગયારે, મીરંનો ઇન્દ્રભુવન થયો અવાશ...મીરાં.
વિખના પ્યાલા મોકલ્યા, દેજો મીરાંને હાથ, અમૃત કરી આરોગીયાં
મીરાંને રાખણ હારો રઘુનાથ......મીરાં.
રાણે વિષધર મોકલ્યો, દેજો મીરાંને જઇ, પુંજી મીરાંએ પ્રેમની;
મુર્તી શાળીગરામની થઇ, રાણે રજા આપી પછી કાઢી ગણીને કાજ.
મીરાં ચાલ્યા મહાસતી, બાઇ ભાવ્યો છે વ્રજનો વાસરે...મીરાં.
[૭૨]—કંસવધ—
મુજને માર ના સમશેર, વ્હાલા વિર તું,
મારી સંગ, શું છે વેર, વહને વિર તું.
મીંદળ જોઇ કર તું મ્હેર, આશા ભરી જતી હું ઘેર, તક જો વિર તું
જો ઇશ્વર વસે ચોમેર, ન કર કંસ કાળા રે—ડરને વિર તું.
(૭૩)—સૌભાગ્યસુંદરી—
ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે, પગ નાજુક તમારા આ
મચકાઇ જશે, કમર લચકાઇ જશે, ઓ સુજાણરે. ધી૦
સાખી } નાજુક વેલી ફુલ સમી, કોમળ આ તુજ કાય;
ધડકે છાતી શ્વાસથી, એ અંતરથી ઓળખાય.
પરસેવાની બિંદુ બાઝયા મુખે, મુખ ગયું થયું થાક અતિ એ,
આ છાતી રે લ્યો વિસામો શખે, ઓ—ઓ સુજાણરે. ધી૦
(૭૪)—લક્ષ્મીવીજય—
ધિરી ધિરી બેની અલબેલી, મનમોહન આવે, ઓ આવે, પ્રેમઘેલી,
રહો છાની શરમાવો શું સાહેલી (૨) ગારા મનમાં લાગીએ તાલાવેલી—ધી.
સખિ જો પેલો કોકીલ રહી, કરતી ટહુકાર અધિર થઇ,
કોયલડી અધીરી...એવી તું એ છે, સખીરી, વાહ) (શરમાવો શીર)ધી
(૭૫)—ખુરશીદ ઝરનીગાર—
ધુંવેકી ગાડી ઉડાય લીયો જાય, ઐસા રીરંગી પછસેકા લોબી—ધું૦
ફકફકફક, ગાડી ઉડાય લીયો જાય—ધું૦
જાત કહી દેખે, જમાન નહી દેખે, એકહીસેમાકો બૈઠાયલીયો જાય—ધું.
હીંદુ મુસલમાન ભંગી ચમારકો, ટીકીટકે, રૂપે ગીનાય લીયો જાય—ધું.

[૭૬]—વિક્રમચરીત્ર—

નજર કરો નાથ જગ, ઓળખી હ્યો નારી;
હું છું કે બીજી, કંથ આપનીજ પ્યારી—ન૦

સાખી } હેમ પ્યાલો હાથમાં, ને માંહી અમૃત દુધ,
પીધું સામા સાથમાં, શું તેના ભુલ્યા શુદ્ધ

કોણ હતી કંથ તે દુધની પાનારી—ન૦

સાખી } મુવાં કીધાં જીવતાં પરચો બતાવ્યો પુર,
યાદ છે કે રાજજી, એ જાગણીનું...નુર,

છાનો મંત્ર શીખવ્યો છે, એજ આ ઠગારી—ન૦
વિના વાંકે દંડીયામાં, કેદ મુને કીધી;
કરી બતાવી મેં સાબીત સરત સર્વ મારી—ન૦

(૧૭૭)—વિક્રમ ચરિત્ર—

નયનમાં નિંદ્રા ન આવે જરી, મારો રામ ગયો વનવાસરે ન.
હંસ વિનાનાં મારાં સરોવર સુનારે, વાઘ વિનાની વનવાટરે ન.
પંખી વિનાનાં મારાં પીંજર સુનારે, મંદીર સુનાં સિતા રામરે. ન.

[૭૮]—અનસુયા—

નર વીણ જગમાં નાર તણી, કીંમત કોડી કહાવે,
હલકું બોલી ગણી અબળાનું જુઠા આળ ચઢાવે. ન૦
વ્હાલા પણ વેરી થઇ બેસે, જેને જેમ ફાવે તેમ બોલે;
કંથ વિનાની કામનીનું જીવતર તરણા તોલે. ન૦
કુડ કપટની ભરી કુલટાઓ, લાલચ દઇ લલચાવે,
ભવરણમાં ભરથાર વિના, ભામિની લાજ લુંટાવે.

(૭૯)—અનસુયા— ભજન

નહિ કોઇ ચીજ ગણી, ગરજ સમ, નહિં ચીજ કોઇ ગણી;
માનવંત નિજ માન મુકી, દુસ્મનને પડતા ઢળી—ગરજ સમ.
બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જાય;
સોનું પણ મોંઘું થઇ બેસે, કળી શકાય કળી—ગરજ સમ.
સમયાધીન થઈ ઝેર હળાહળ પીવું અમૃત ગણી;
જઇ મહા સતિને શીશ નમાવો, જાય આપદા ટળી—ગરજ સમ.

[૮૦]—સરોજની—

નખરાળી જોબનવાસી, કોઇ બુલબુલને બોલાવો,
મચકાળી મેદીવાળી, આ બુલબુલને બોલાવો.

કોઈ સલુણા સંગે માણુ, મોહનમાળા પહેરી.
મદન જંગનું જોર જણાવું, લાલ કોઇ છે લ્હેરી...આ...ન.
હાવ, ભાવ રસ ભેદ બતાવું, સમજાવું સૌ વાતો,
ગયો વખત પાછો નહિ આવે, માણવી હોય મઝા તો...આ...ન.

[૮૧]–મીરાબાઈ— રાગ–ભજન.

નહીરે બાંધુંરે રાણા નામ, ન જાણું કાંઇ, પરણી મારા ત્રિભુવનની
સંગાથ બીજાનાં મેંઢાં નહીરે–બાંધુ.
ચાર ચાર જુગની રાણી ચોરીઓ ચિતરાવો, કાંઇ લીલુડા માંડવા હેઠ–બી.
ધર્મનો ધોરીયોને પંથની નૈયા, કાંઇ સતની જાનડીયો લ્યો સંગાથ–બી.
કરણીનો દોરડોને મનની વરમાળા ભાઇ, વરત્યા ચોરી મંગળ ચાર. બી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ પરણું મારા ત્રિભુવનની સંગાથ.બી.

(૮૨)—સરસ્વતીચન્દ્ર—

પરણીને પરવશ થઇ રહેવું પીંજરમાં પુરાવું સુખમાં ફરતાં સ્વતંત્ર
જીવને, બંધનમાંહી બંધાવું—પરણીને પસ્તાવું, વળી પાછું રંડાવું
રસભીના રંગ રશીયા સાથે, રસમાં રસબસ થાવું,
અધર સુધારસ પ્રિતી અમૃત પીવુંને વળી પાવું,
પરણી લ્હાણું કમાવું સુખી સંસારે થાવું.
ભોગ તેટલા રોગ સમજવા વીષય વીષ ન ખાવું;
ક્રુર હળાહળ અમૃત માની, નવ પીવું નવ પાવું...પરણીને પસ્તાવું.
અગર અરગજા કેસર ચંદન પુષ્પ સુગંધી પલંગે,
અનંગ સરીખા પ્રગટદેવની કરી આરતી ઉમંગે...પરણી લ્હાણુ.
પતિ દેવ પરમેશ્વર પોતે સદાશીવ શંકર છે,
પતી વીના પ્રેમદા શું કરશે અન્યદેવ કંકરને...પરણી લ્હાણુ.
પતિ દેવથી પરણી આખર પાપ કર્મ આચરવા,
શું જીવના પલોન વાશથી, અલીન અંગો કરવા...પરણીને પસ્તાવું.
રચી ઇશ્વરે સૃષ્ટિ એવી પાપ ગણે તું જ્ઞાની,
શિવ સાધુ યોગેશ્વર તોયે, રાખે સંગ ભવાની...પરણી લ્હાણુ.
રતિ ગાર્ગી બાળ કુંવારી સરસ્વતી પણ સાથે,
પ્રવિણે પણ પતીને પરણ્યાની, પીડા નવ લીધી માથે...પરણીને પસ્તાવું
સગા સહોદર વરતી વાડી, એ સંસારના લ્હાવા,
સ્નેહી સંબંધી ઉછર્યા ભાર, લક્ષ્મી લાભ કમાવા...પરણી લ્હાણુ.

નહિ વ્હાવા એ વ્હાળા સમજુ, સખી સ્નેહ નહિ સંતાપો,
રહું એકલી જોગી જેવી, જપું અજંપા જાપો...પરણીને પસ્તાણું.
દ્રઢયોગી પણ ભોગી બનીયા માયામાં લપટાયા,
ચંચળ મનમાં ચગડોળે ચઢી, ભલભલા ભરમાયા...પરણી વ્હાણું.
સુંદર વનની કુસુમ કળી તું, બની હાર હૈયાનો,
રસીકતણે રદયે વળગી કર સફળ હેતુ જીવ્યાનો...પરણી વ્હાણું.

[૮૨]—સાગર સરીતા—

પ્લીડર કેરાં માંડયાં ધંધા, ખોટા જગમાંહી મોટા,
ઘર ઘર અંદર બન્યા કલંદર મોટા હા મોટા,
જગમાં મોટા ઘરના ખોડા, મોટા છે ગોટા.
સત્રળે છે પોલંપોલા ભારો, અગડં બગડં નીયારી.
કેડીટે, મારામારી ભારો, જગમાં પોઝીશનનાં બલીહારી.
ગડબડ ગોટાથી, યારી, સાચાની ખ્વારી— પ્લીડર.

[૮૪]—સતી દેવહુતી—

પધારો પ્રાણ મારા સાંવરીયા નાથ લળી લળી જોઈશું વાટ તમારી,
જગ દુઃખ ટાળી વૈકુંઠ ધારી વ્હેલા પધારો મુરારિ.
જાગ્યો સિધાવોજી કંથ રસીલા.
વંદુ પ્રભુ વારી અઘહારીરે તવ ચરણ કમળ બલિહારી,
પ્યારી મનોહરી હારી સુખકારીરે, મળું અવધ પુરણ કરી મારી—

[૮૫] ઉર્વશી, પુરૂરવા—

નયને નિહાળ્યો મ્હારા નટવરે,
ઘટ ઘટ વ્યાપી વ્હાલો, હૃદયે રમે મારા હૃદયે રમે—નયને
અલખ નિરંજન ભવભય ભંજન.
વ્હાલો વિહારી મ્હારા હૃદયે રમે મારા હૃદયે રમે નયને
સાચો સલુણો સ્વામી નાથ ગરૂડ ગામી;
વિશ્વ વિરામી મારા હૃદયે રમે, મારા હૃદયે રમે—નયને

[૮૬]—ઉમાદેવડી—

નથી જગતમાં સાથ સબંધી વિના ત્રિભુવન નાથ
શું ફોગટ ફાંફાં મારે મુરખડા ભરે આભથી બાથ.
કમળપત્ર પર જળબિંદુને સુકાતાં શી વાર,

શ્રાવણની જળ ભરી વાદળીયો વિખરતાં શી વાર.
જીવતર સમજવું તેવું આ ઘર ન લેવું દેવું,
જીવ જવું છે ખાલી હાથ. અંતમાં પાપ પુણ્ય સંગાથ;
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર,
સોદાગર સમજી જઈ, કરો પુણ્ય વેપાર.
જીવ જવું છે ખાલી હાથ અંતમાં પાપ પુણ્ય સંગાથ. નથી.

[૮૭]—નવલકુસુમ—

નકર રેહો કાળી કોયલડી ટહુકાર—ન કરરે.
હું જોબન ભરીનાર—મારે મ્હેલે નથી ભરતાર—ન કરરે.
ઝરમર ઝરમર મેહુલા વરસે વાજ કરે ચમકાર,
તેમાં પાપીણી પીયુ, પીયુ, બેલી શું ? કાળજ મારે કટારરે—ન.
માત મરી ગઇ તાત ગયા મરી, ભ્રાત ન ભાળ લેનાર;
પરને પનારે હું મરી છું મરેલીને નહિ મારે રે—ન કરરે.

[૮૮] સુકન્યા સાવિત્રી—[ નાતરીયા ન્યાતનો, ફજેતો ]

નવ ગમે ઘરબાર, ભરી દુઃખની વખાર;
બળ્યો સંસાર નાતરીયા નાતનો,
દીઠું નારનું બજાર વ્હોરો વ્યર્થ વહે ભાર;
જેમાં મળે નહી મેળ કોઈ વાતનો રે— બળ્યો.
કેમ કરી થાય કહો પ્રીતિ પર ઘેર,
" કરે જીવતાં મોહકાણ મુવે હોય તાણા તાણ"
બાઇ બાઇ નો વ્હેવાર ચાલે લાતનોરે— બળ્યો.

(૮૯)—મીરાં ભજન—ભજન પદ.

નીત નીત ભજીયે તારૂં નામ, તારૂં નામ, તારૂં નામરે;
પ્રેમ થકી પ્રભુને મળ્યા હોજી.
અન્ન ન ભાવે, નેણે નીંદ્રા ન આવે, સેજલડીએ પધારો મારા શ્યામ.
આની તીરે ગંગા વ્હાલા, પેલી તીરે જમના વ્હાલા;
વચમાં ગોકળીયું રૂડું ગામ, રૂડું ગામરે—પ્રેમ.
મીરાંબાઈ કહે, પ્રભુ ગીરધરના ગુણ:
ઉજ્વલી બાઈના છે રામ, રામ, રામ, રામરે—પ્રેમ.

[૯૦]—મીસ કાલીજાન—રમ ઝીંઝોટી ધુન, તાલ—દાદરની.

નીગાહે નાજસે દેખો, ઇસારા કરતે જાતે હેં;

હમારે દીલકો નાખકશે દો પાહાર કરતે જાતે હે;
વહ મરકે દેત જાત હેં જફા યે કરતે જાતે હે,
જીગર તો દેખાયે હમ અબ ગવરા કરતે જાતે હે,
ઇલાહી ઇસુને હમકો યહ કૈસા કર દિયા મજહે,
કે અબ તો દોસ્ત–બી હમસે, કનારા કરતે જાતે હેં.

[૯૦]—જલસા સંગ્રહ—રાગ, સિંધુરા ઠુમરી.

નેકનજર મારો મન બસ કરલીનો આલી,
સાંવલીઆને જોરા જોરી બંસીઆ બજાઇ—નેકનજર૦
નીંદ નહી આવે સખી દીન રજનીરી, મોરી સખીયન—
બિરહા સતાવે, ઇતની બિનતી મોરીસા સનદ સુ કહીયો—નેકનજર૦

[૯૧]—સૌભાગ્ય સુંદરી—

પહેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં, રંગે બોળી સાડી ઓઢી.
મન લોભાવ્યાં,—ઝાંઝરના ઝણકારે, કર કંકણના ખખડાટે.
કાજળથી નેત્ર દીપાવ્યાં—પહેરી.
હવે શરમાવો ઠાલા, શાને દીયરજી મારા, બોલો બોલો બોલો બોલો,
મેં કેવાં તમારાં નખરાં તો જણાવ્યાં......પહેરી.

[૯૨)—પ્રભાત—રાગ–સામગ્રી–

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે.—૫.
પાસેરે બંધાવી પાંજરૂં, મુખે રામ જપાવે,
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું—૫.
તેનુંરે ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું.
સાકરનાં કરી ચુરમા, ઉપર ઘી પીરસાવું—૫.
પાંખ પીળીને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો—૫.
નરસઇના સ્વામીને ભજો, રાગ તાણીને રૂપાળો–૫.

[૯૩]—મહાશ્વેતા કાદંબરી–

પતિ વીના પ્રેમદાના મનના, પુરાય કયાંથી કોડ,
કહે સખી પુરાય કયાંથી કોડ.
સરજનહારે સરજી જગમાં, નરનારીની જોડ. (૨)
પશુ પક્ષિ વન વૃક્ષ નિહાળો—સૃષ્ટિ માંહિ સઘળે જઇ ભાળો,

[૯૪]—મી મહમદ હુસેન—રાગ જીલ્લા. તાલ, દાદરા–

નજરીયાં મીલાકર કો જાનેવાલે, કો જાનેવાલે ગજબ ઉડાને વાલે

આપ ઘર આનેસે આરામ જો પાતે જાતે કુછ, મુલાકૃતકી અધરકા કુચ્છ તપસીલ સુનાતે જાતે દિલ દિલદાર, મેરે સોનેસે લગાતે જાતે- તેમ અબરૂ મેરી ગરદન પે ચલાતે જાતે, હમને સબ દેખી નજર આંખ મિલાતે જાતે.

અબ ન છોડું મેં તેરી સાવરીયાં, સેજરીયાપે આજા-નજરી—

(૯૫)—દાગેહસરત—

ન શરમેં હોસ બાકી હેય, ન તનમેં જાન બાકી હય,
મગર હાં, દીલમેં તેરે વસ્લકા, અમાન બાકી હુય.
મદદ અય જોશે વહશત, આશકોમેં બાત રહે જાયે,
ગરેબાં ફટ ગયા તો કયા અભિ દામાન બાકી હય.
ખુદાકે વાસ્તે અય ચારાગર લેજી ખબર જલદી,
તેરે ઉલફતમે અભી કુછ જાન બાકી હય.

[૯૬]—મીરાં ભજન—રાગ—ઠુમરી—

નાથ તુમ જાનતહો સબ ઘટકી. મીરાં ભકતી કરે પ્રગટકી, ટેક—
ધ્યાન ધરી મીરાં મનમેં, સંભારે પુજા કરે, અટપટકા,
શાલિગ્રામકુ ચંદન ચડાવત, ભાલ તિલક બિંદુ ચટકી...નાથ.
રામ મંદિરમેં મીરાં નાચે તાલ પડે જેશે ચટકી.
પાઉમેં નેપુર રૂમઝુમ બાંચે, લાજ સંભારે ઘુંઘટકી,
ઝેરના કટોરા રાણાજીએ મોકલ્યા, સાધુ સંગત મીરાં અટકી.
લે ચરણામૃત પીયો, હો સુધ, અમૃતકી વટકી...નાથ.
સુરત દોરપર મીરાં નાચે, શિરપે ઘડા ઉપર મટકી.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરત લગી જેસે નટકી...નાથ.

[૯૭] માલતી માધવ-

નાનકડી નાજુક નાર, હું બહુ નાનકડી—બહુ—નાનકડી, ૩
મારા વ્હાલાની છું લાડકડી [૨] બહુ લાડકડી (૩)
આંખ તણે પલકારે પટકું છું લાલને—
નાની શું સમજે વ્હાલાના વ્હાલને,
હું તો બધુંએ સમજું છું, જાણી ભોળો ભરથાર તું બહુ માથે.
(ચડે) ૩......નાનકડી.

[૯૮] ઓખાહરણ—

નારીની કેવી બલિહારીરે ભાઇ, નારીની કેવી બલીહારી...હાં.

નારીની ફેશી દીલગીરી, નારી સૌના મન રીઝાવે,
નારીની લીલા છે ન્યારીરે ભાઈ..............નારી.
નારી વિના સુની આ સૃષ્ટિ, નારી પાછળ છે દીવાનીરે ભાઈ...નારી.
બાલ પાલ સૌ ગાવે નારીના, માયા મમતા છે નારીના ભાઈ...નારી.

[૯૯]—જલસા સંગ્રહ—રાગ ભૈરવી—પદ.

નારી નરથી શ્રેષ્ટ તું માન...........ના.
સઉ સુખો આ, જગના વ્યર્થો વિના સ્ત્રી ચતુર સુજાન,
તેણી વિના તો લાખ કમાઇ—છે, સઉ ખાખ સમાન...નારી.
કુટુંબ મુલકપર રાજ્ય ચલાવે નર ખરો સુલતાન,
એટા બેડી છે દૈયતને, નારી છે પરધાન...નાર.
નદ નાખોદા હોડી ખેડે, નારી હાથ સુકાન,
વીના સુકાની પાર પડે નહી, જ્યારે થશે તોફાન...નારી.
કંઈક પતિના પ્રાણ બચાવા—ખોયા નારે જાંન,
ફીરોજ—નારની કદર જે બુજે, તેજ ખરો ઇનસાન, નારી.

[૧૦૦] સુકન્યા સાવિત્રી—

ના તરસાવ (૨) મધુકર ડંખ દઇ ક્યાં ઉડે,
ફરી ફરી નહીં મળે આવો દાવ......ના.
સ્નાન કરી લે તન સરવરમાં, કળશ કનકના ગ્રહીને કરમાં,
લઈ લે મુખનો લ્હાવ......ના.
ઝાકળનું જળ ન હોય મીઠું, જાણી જમશે કોણ અજીઠું.
તજતુંજ શ્વાન સ્વભાવ......ના.

[૧૦૧]—સતી પાર્વતી—(નાટકનું. દર્પણ.)

નાટક દુનીઆનું દર્પણ રૂડું ગુણ દોષ જોવાનું.
ખાંતેથી જોઇ જોઇ, બોધ લઇ દીલડાનું દુઃખ ખોવાનું,
જ્યાં સુંદર મનહર ગાણું—રસ ભરેલ રૂડું ભાણું;
ભલે મૂરખડા બળી મરે કે ધિંગે ધિંગાણું.
ઘડીક હસાવે ઘડીક રડાવે, બંધે બોધ બતાવે,
લે જેને મન જે—ભાવે જ્યમ ગાર્યું ત્રાંબુ ખાવે,
રીતસર ખાવે રસ આવે—નહિં તો જમપુરી જાવે,
કરમકુટ ઉંધુ સમજે તો—કોને કહેવાનું—

(૧૦૨)—સુરદાસ—ભજન રાગ, ભજન પદ.

નાથ કેસે ગજકો બંધ છુડાયો, પ્રભુ એસી અચરજ મોહેઆયો—નાથ.

ગજ ઓરગ્રાહ લડત જલભીતર, લડત લડત ગજહાર્યો,
જલભર સુંઢ રહી જલ ઉપર, તબ હરી નામ પુકાર્યો—નાથ૦
સબરીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘરપાયો—નાથ૦
પેર પાતાળ કાળી નાગ નાથ્યો, ફણુપર નૃત્ય કરાયો,
ગીરી ગોવરધન કરપર ધાર્યો, નંદ ઘર લાલ કહ્યો—નાથ૦
અગાસુર માર્યો બગાસુર માર્યો, દાવાનળ પાન કરાયો,
સ્થંભ ફોડ હરિના કંસ માર્યો, નર સંગ નામ ધરાવ્યો—નાથ૦
અજ મેલ ગજ ગુનકા નારી, દ્રોપદિકો ચિર રાખ્યો,
પયપાન કરત પુતના મારી, કુબજાકે રૂપ બનાયો—નાથ૦
ખોલ કોટડી ધ્યાદલ ધાયો, ગરૂડ કો નહિ બોલાયો,
છુટો નહી રાધાજીકા કંધન, ઓ બલ કહાંરે ગુમાયો—નાથ૦
જોગી જીનકો ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહીં આયો,
સુરદાસ પ્રભુ તિહારે મીલનકુ, જશોદાકી ધેન ચરાયો—નાથ૦

[૧૦૩]—સુરદાસ ભજન—રાગ ખ્યાલ—ઠુમરી.

સામરો ન જાણે મોરી પીડ, કનૈયો ન જાણે મોરી પીડ, એલી પરરરરર
મેં દધી બેચન, ગઇતી બંદ્રાવન સામરવાને ખેંચ્યો ચીર ચરરરરર
મેં જલ જમના ભરન ગઇલી, સામરવાને છાંટયો, મોહયે નીર
છાંટયો છરરરરર
બંદ્રાબનમેં રાસ રચ્યો હે, હરીયાં હણારાં ચિત, ચિત, ચાલ્યા ચરરરરર
સુરદાસ પ્રભુ તુમ્હારે મીલનકુ, ફેંકયો મોપે તીર [૩] વાગ્યો તરરરરર

[૧૦૪]—સુકન્યા—સાવિત્રી—

હું નથી એવી ભોળી [૨] હવે તો રહીરે—હું.
પાવરધી થઇ પુરી, મારી જોડ જડે નહી ખોળી—હું.
નિત્ય કજીયા કંકાસ કરી ઘરમાં સળગાવી હોળી—હું.
પ્રસંગ આવે પરખાસે બાઇ, તું ગળણું ગોળી,
ભલે ભાયડો ભીખ માગે, ખધે ભરવં ઝોળી;
આપણે બાઇ શીમાં કઝોળી, ખાઇએ ખીર ને પોળી.

(૧૦૫)-સુરદાસ—

હું ભજન કરીશ, હરીનું સદા સુખે. ભજન૦
આ સંસાર, આગ સમ લાગે, મિથ્યા હાંડાં મારી, હારી ભજન૦
નહિ કોઇને કે બાત મારી, વાત આ બંધાઇ છું,

રાખો ભરોસો હૃદયમાં, હું—હેત્રના સમ ખાઉં છું,
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહીંથી જાવા દીયો;
સંતોતણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દીયો.

[૧૦૬]—જગતસીંહ—

હું રંગીલો જુવાન, ફક્કડ અક્કડ ચાલું આમ,
જાણું છું વિદ્યા તમામ, રસીકલાલ મારૂં નામ.
બંદાના રૂપ આગળ માનો, કામદેવ પણ તુચ્છ,
કંઇ કામની પીડા થાય છે, જોઇને મારી મુછ.
એવો છું, વિદ્યામાં તેથી, પંડીતમાં પંકાઉં,
કસબી પુરી ગાવા માંડી, રાગ રાગણી ગાઉં.

(૧૦૭) મીસ ગોહરજાન—રાગ પીલુ. ત્રીતાલ.

સાવરીયાં મન ભાયોરે, બાંકોયાર,
કાહુમેં હજરત, કાહુમે મુસા, આપહી આપ સુમાયોરે.
અરે કૈસે હી રંગ, દીખાયોરે, બાંકોયાર,

[૧૦૮]—જયરાજ—

સે વરીયા મેરા પ્યારારે, ના જાઇઓ પરદેશ,
કાનોમે કુંડલ ગલે બીચ સહેલી, લઉં જોગનકા બેસ...સાંવરીયા.

(૧૦૯) બોલતો કાગળ—

શરમ, શરમ, શરમ, શરમ, બોળવા બેઠા નામ,
કરે છે ગુલામ, ઇજ્જત લીલામ, ખાનદાનનું નવ જરા ભાન.
થાય, આજ થાય છે, બુઢ્ઢાની આબરૂ લીલામ.
જાય, આજ જાય છે, સસ્તામાં ખાનદાન નામ,
છે ખરીદનારનો ચઢાવો ને કુટી બદામ.
એક—બે—ત્રણવાર—સોદો તમામ, વન—ટુ—થી—ટેમ—સોદો તમામ,
ક્યાં ધનવાનતણું ખાનદાન, ક્યાં એ ગરીબ નોકર ગુલામ.
નાક કપાયુ સહુ ઓળખીતામાં, થુથુ, કહી સહુ થુંકસે ગામ.

(૧૧૦)—સતી દ્રૌપદી—

શામળીયાજી, કરજો મારી રક્ષારે, વ્હાલા ગરૂડે ચઢીને વેલા આવજોરે,
શ્યામ સલુણા સુભદ્રાના વીરારે, આ દિનબાળાની લાજ દયાળુ રાખજોરે.
બોગાળા છે વાત બેલી, નથી કોઇ મ્હારૂં બેલી,
વા'લા તુજ ગુણની ઘેલી, દાસી દુઃખમાં ડુબેલી.

દુઃખની દાદ રે ફરીયાદ, અંતર લાવજોરે,
કૌરવ કર્મચંડાળ દુશાશન નિર્દય અરે.
જોતાં પાંચ ભર્તાર, પાપી પટકુળ તાણુતો,
વ્હારે આવોને, દયા દીલે લાવોને, નાથ છું અનાથ નારી,
ભરૂસો છે, ભુધર ભારી;
જેવી છું તેવી તમારી, વાલા ન દેશો વિસારી.
હેતે હળધરજીના, વિર, આવી ઉગારજોરે૦

(૧૧૧)—સુકન્યા સાવિત્રી—(યમ સાવિત્રી સંવાદ.)—
શામાટે શ્રમ કરે, સતી તુજ પતિભક્તિ સાચી[૨] હવે પુત્રી વળ તું પાછી[૨]
સાવિત્રી—સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દિન વનીતાની વાત;
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય, ધર્મ ગૃહસ્થાશ્રમ ગણીયો.
કૃપાનાથ મમ, પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી(૨)વળું મહારાજ કેમ પાછી ૨
યમ સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી.
સત્યવાનના જીવત વિના કાંઇ ઇચ્છીત, વર યાચી [૨] હવે.
સાવિત્રી—મહારાજ ! [મારા અંધ સાસુ સુસ્વર દેખતાં થાય.]
યમ તથાસ્તુ ! ભાગ્યવતી તું અતિ દુર આવી, થાય કોથી
મિથ્યા નવ ભાવી. શા.
સાવિત્રી—પતિ સમીપ શ્રમ નહી જરો, જ્યાં જાએ મમ નાથ,
તપ વ્રત આપ કૃપાવડે ત્યાં આવું તમ સાથ,
સંગત સજ્જન તણી નથી સોંઘી મૈત્રી સંત પુરૂષની મોંઘી;
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨) વળુ.
યમ અર્થયુક્ત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં.
સત્યવાનના જીવત વીના, કાંઇ ઇચ્છીત વર યાચી—હવે.
સાવિત્રી—મહારાજ(મારાં બુદ્ધિશાળી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય)
યમ—તથાસ્તુ ! ઉત્તમ વર બે આપ્યાં ભાવે, હજી પ્રેમદા પુંઠળ આવે. શાં.
સાવિત્રી—સુપાત્ર જન કરતાં કદી, સુપાત્રીનું સનમાન,
સાધુ, તો દુસ્મન તણું, પણ સાધે કલ્યાણ,
સંત પુરૂષોની સમાન દ્રષ્ટિ, દયા તણી વરસાવે વૃષ્ટિ;
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨) વળું.
યમ—શિતળ વચન સુધાસમ તારાં, તૃષા તૃષાતુરની હરનારાં,
સત્યવાનના જીવીત વિના, કાંઇ ઇચ્છીત વર યાચી—હવે.

સાવિત્રી—મહારાજા (માતા પિતાના કુળની વૃદ્ધિ કરનારા મારે સો ભાઇ થાય)
યમ—તથાસ્તુ,સાસરીયાંનું માન વધાર્યું, પીયરતણું પણ કાજ સુધાર્યું—શા,
સાવિત્રી—પરદુઃખે દુખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ.
ભરૂસો ભારે સંતનો, કરવાનું શુભ કામ.
સ્વજન મહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતું સો આવે,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃતિ રાચી. (૨) વળું.
યમ—મધુરાં નવીન વચન સંભળાવ્યા, અતિશય તે મારે મન ભાવ્યાં.
સત્યવાનનાં જીવીત વીના, કાંઇ ઇચ્છીત, વર યાચી. (૨) હવે.
સાવિત્રી—મહારાજ! (મને મારા સ્વામીથી ઔરસ સો, પુત્ર થાય.)
યમ—તથાસ્તુ! ઘટે ના થાવું અતિ વર લોભી, તજી પુંઠ હવે જા અહીં
સાવિત્રી—સ્વધર્મ વ્હાલો સાધુને, જે ચુકે નવ લગાર; થોભી શા૦
સાપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણાં આધાર;
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહિ વૃત્તિ રાચી (૨) વળું.
યમ—અમુલ્ય તારા વચન વિચારકે, વાધે તુજમાં ભક્તિ મારી,
ભગવતી કહેલું ઉત્તમ અનુપમ, ઇચ્છીત વર યાચી. (૨) હવે.
સાવિત્રી—પુત્ર તણું મુજને દીધું પ્રભુ આપે વરદાન.
જીવીત દાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન........
(૧૧૨)—મહાશ્વેતા કાદમ્બરી —

શું કહું કથની, મ્હારી રાજ, શું કહું કથની મહારી,
હું તો દૈવના ત્રાસે હારી, રાજ......શું કહું.
પરખિ પારીજાતિક મેં, અરપણ કીધું મન મ્હારૂં;
પતી તજી પરલોક સિધાવ્યાં, કરી જીવતર મમ ખારૂં—રાજ.
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે;
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે—રાજ.
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી.
તજી જગત જંજાળ સર્વ હું, પ્રીતે ભજું ત્રિપુરારી—રાજ.
(૧૧૩)—ઇલા સુંદરી—
શું! તેજ ભરત ભુમી આએ!
આહ રશે ભીના રૂપી વરની વેદ, ભુમી તે આએ?.......શું તેજ—
વસિષ્ટ વિશ્વામિત્ર વાલ્મિકી, વેદ વ્યાસ વળી પરાશરાદિ.

શુદ્ધ સનાતન બ્રહ્મ તેજથી ઝળહળે જ્યોત સદાએ,
તે દેવ શુભી તે આએ ? તે પુણ્ય શુભી તે આએ !—શું તેજ—
ભીષ્મ, ભિમ અર્જુન કર્ણાદિ, પ્રતાપી પૃથુને સરમ શિવાજી,
નામે અંતર ઉછળે જ્યાં. આર્ય તણા ઉત્સાહે,
તે વિર શુભી તે આએ ? અમ આર્ય માત તે આએ ?—શું તેજ—

(૧૧૪)—વીણાવેલી—

સુંદર શામળીયા, નામ જપીશ નિત્ય તારૂં તારૂં ...સું૦
મનહરના મળીયા, કાશી કરવત ધારૂં.—સું૦
શામળા, શણગાર હમારા, કાળજું હયુ કામણગારા;
વીનવે કરગરી દીન દારા, દર્શન દો દીલદાર તમારા,
ક્યાં હું, કહું દુઃખ મારૂં, સુંન્દર શામળીયા.
આસપાસ નહીં વાસ નિહાળું, આહાહા. ત્રિભુવન ભાસતું કાળું;
નિરખુ નહી મુખડું તારૂં, જઈ હીમાલય ગાત્ર હું ગાળું,
શાક્ષી દેવ દયાળુ,—સુંદર શામળીયા.

(૧૧૫)—બોલતો કાગળ—

સુખ હોય જો નારને નાથ તણું, ગણે સ્વર્ગીય સુખ સહુ તરણું,
સતિને નહિ માન તણું, સમણું, ધીક તે અધમી ધરે જે રૂપણું;
પતિ પ્રેમ વિયુસ પાને ઠરે, નિત્ય સ્નેહ સરિતામાં સ્નાન કરે
બની દાશી વિલાશી ઉદાશી હરે, મન વાણી કર્મે, પતિ સહ વીચરે.
પતિ સેવી સંસાર સમુદ્ર તરે.........

(૧૧૬)—સુરદાસ—

સેવકની અરજી સુણી, ધીરા, વગર વિલંબે ધાવો,
દયા દીન પર, દીન દયાળુ, લાલ ઉમંગે લાવો.
વ્રજવલ્લભ છો, મુજને વ્હાલા,
કીંકર હું કરૂં કાલાવાલા, આ બાળકને બચાવો—સેવક.
કરો સજીવન સ્નેહ ધરીને, મદમોહન પ્રભુ મારા,
નિરાધાર, નારીના દુઃખને, નટવર કરજો ન્યારા;
અવિનાશી આધાર તમારો,અવર કોણુછે અમારો, પડછો નાશ બતાવો.

(૧૧૭)—અંબરીષ—

સૌથી સુંદર છે, મારો નાથ મારો નાથરે,
ભકતરાણી એ દાસ કૃષ્ણજી, ગુણસાગર એ નટવર નાગર;

મોહી અમર વરને સોંપ્યા હાથ (૩) રે ભક્ત.
વરવાને મન, નાભળ, નો તન, સંસારે, કરીશું એનો સાથ. (૩) રે ભક્ત.

(૧૧૮)—તારાસુંદરી—

સંસાર સમજીએ શાણા મુસાફર આનું,
કોઈ નથી ટક્યું કોઈ નથી ટકવાનું—શાણા૦
દૂર દેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા,
કાલે સવારે ઉઠી તારે તો, જવાનું શાણા—સંસાર૦
સગા ને સમ્બન્ધી તારાં, પંખીનો મેળો શાણા,
તારૂં જે માન્યું તેતો ન્યારૂં છે થવાનું શાણા—
સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો.
ઊંચો ન આવે કામથી, આરામ ના પળવારનો;
આળસ તજી લે તું, સજી સજી તંત આ સંસારનો;
જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતાં દરબારનો.
સત્યની શીરોઈ નીતિ જળે ભરી રાખ શાણા,
ભગવત ભજન ભાતુ ભીડ ભાગવાનું.

(૧૧૯)—સરસ્વતીચંદ્ર—

શિતળ ચન્દ્ર જેવું, વદન કાન્તિમાન;
નયન મીંચી લે તું શાન્તિથી વિરામ,
જાણે જઈ ભેટું એવા, ઉમળકા આવે છે.
બોલું કંઈ બોલું ત્યાં તો શરમ દબાવે છે,
કોઈ કોઈ અંતર થાય, થાય, થાય, ના સ્હેવાય;
ચાલુ ત્યાં તો ચરણો, અન્યો અન્ય અથડાયે છે,
લાગી લાગી આ સ્મર, લ્હાય, લ્હાય, લ્હાય, ન સ્હેવાય;
જાગોજી જાગો વ્હાલા, નીંદ્રા વીસારી દ્યો,
રાગી થઈ ત્યાગી વ્હાલા, ત્યાગી સમાધી દ્યો;
લળી લળી લાગુ હું પાય, પાય, પાય, ઢોળું વાય.

(૧૨૦)—વસંતપ્રભા—

સીતાપતીનું નામ પ્યારૂં, અમને લાગે સારૂંરે—સીતા૦
માયા તણાં સમણાં ઉડી ગયાં હારે, કીધું જગત જુઠું ન્યારૂંરે—અમને૦
સાચા સ્નેહીને આજે ઓળખી લીધો, ઘટમાં થયું અજવાળુંરે—અમને૦

(૧૨૧)—નરસિંહ મહેતો—

હવે મને, હરી નામથી૦ નેહ લાગ્યો.

જાગી ભીડ ભવનો ભય ભાગ્યો......હવે. [૨]
માયા, મંદીર, મારે મનથી મેં મુકીઆ ને, ધંન્દની ઓળખાણ મુકી, [૨]
હેમ હીરાથી હાર મઢેલા, તે પર ચાલ્યો થુંકીરે......હવે.
કોના સુત તાત. કોના માત ભ્રાત, સરવે સ્વાર્થનાં સગપણ રાખે;
પ્રાણ ગયા પછી, પાસે ન આવે, કાઢો કાઢો મુખે ભાખેરે.—હવે.
(૧૨૨)—જુગલ જુગારી—

હતી અમારે ઘેર મ્હેર લક્ષ્મીની ભારી,
કરમ તણે સંજોગ થયા મુજ તાત જુગારી;
દોલત મીલકત સર્વ જગારે બેઠા હારી,
ન્હાસી ગયા લઈ સંગ દુ:ખણી માતા મારી.
હૈયું ન રહે હાથ વાત વિતક સંભારી,
ક્યાં છો વ્હાલા તાતા ? ક્યાં મળે માતા પ્યારી.

[૧૨૩]—બોલતો કાગળ—
હર ફેશનમાં, પોઝીશનમાં, ઓપસ આઇ એમ બ્યુટીફુલ મેડમ,
જે દેખના તે સહુ કહેતા, ગુડ ડે બાનુ વેલકમ,
મુછાળી મેડમને, હરદમ, ખુશાલી, આહાહા, હાહાહા.
આઇ ગ્લાસ આંખ ઉપર ને માથે વિગ કાળી,
અંબ્રેલા લેડી ફેશનની હાથમાં રૂપાળી,
છે લેડી બુટ પગમાં ને વોચ ખીસ્સે ઘાલી;
ઉપર લગાવ્યો પાઉડર ગાલે લગાવી લાલી,
[ જે દેખતા તે કહેતા ? જુવો કાળી મડમ ચાલી: ]
હું અલબેલી, નાર નવેલી, સુપરેલી, કહેવાઉં બલીહારી—જાઉં.
પ્યારા પ્રિતમ પ્રાણ સ્નેહી, મનના માન્યા ક્યાં મળે,
આ પિયુ પિયુ રટતી બાળ ચકોરી, વન વન ઘેલી થઇ ફરે,
મારા નાથ નગીના પરીમળ ભીના, સુંદરી શીરતાજ સલુણા—પ્રિયતમ.
વ્હાલા થઇને શું વિસારી, કાયા છાયાં જુદી ધારી.
માયા મોહનજી શું ઉતારી, શાણા એ શું, રીતી સારી.
હું દીકરી રજ પદની—પ્યારા.

(૧૨૪)—સંગતના ફળ—
સુરમધામ થકી પંખી એક અહિં આવ્યો, આવ્યો, આવ્યો.
ચાંચ હેમતણી, રંગ રૂપાળો, કનક તણી બે પાંખ,
મોતી રણમાં સુરજ તાપે, દાઝે કોમળ કાય.

પાણીનું તો બુંદ ન પામ્યો, વ્યર્થ ઝાંઝવે ભૂલાવ્યો,
પ્રાણ પંખીડે ગુમાવ્યો—

(૧૨૫)—જાળંધર અને સતિવૃંદા—

પતિ પૂજ્ય તીરથ સમ માની, સેવે સદા જે સન્નારી,
સતિત્વ તણા પ્રભાવે, ફાવે ના દુષ્ટાચારી,
પતંગીઉં રૂપભાળી, ભમે ભુલી ભાન ખાળી;
ઝંપલાવે દીપક ન્યાળી, બળી સહે દુઃખ ભારી—પતિ૦
" શીળ કસોટી સ્રીતણી પરખે કસતાં વાર "
" ગુણી અવગુણી પુરૂષતો, વિગતે કરે વિચાર. "
તજીને મોતીનો માળો સેવે સદા સુકી ડાળો;
અરે ! પડતીનો ચાળો, રૂવે દૈવને સંભારી—પતી૦

(૧૨૬)—નર પિશાચ—

પળે પળે દુનીયા આ બદલાતી, પડતી માનવ પર છાંયા,
પળમાં રડાવે, ભિક્ષા મંગાવે પલમાં બનાવે મહારાય;—
સિંહ સ્વચ્છંદે વનમાં ત્રાડે, વકરાએ જન મારે ફાડે,
બળીયાના બે ભાગ નિહાળી, કાજી પણ નવ આવે આડે;
રંક સદા રિબાયા............બદલાતી.

સાખી } ગરીબ કેરી દિકરી, ભાભી બધાની થઇ પડે,
શ્રીમંતની બેટી બધાની, બેન સૌ મોંએ ચડે,
ફળ આપતાં જે ઝાડ જનને તેજ પથરા ખાય છે,
સુખડ સુગંધી આપતું તે પારકે, પ્રજળાય છે—પળે પળે.

[૧૨૭]—ઉદયભાણુ—

પ્રમદા છે પ્રિતી ભાંજન, મન રંજન બીડ ભંજન.
જુક્તિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દન;
કોઇ ગાય દુઝણી લાવે, ચારો નહિ કદી ચરાવે,
પાણી પણ નહિ પીવરાવે, ખાતાં પીતાં અકળાવે,
ફળ કો તે કેવાં પામે, મુરખ જન,
હળહળ દેખે ને થાકે, નર નિરધન પ્રમદા૦
પાળ્યું પંખી ઉછરંગે, દિન ચાર રમાડયું રંગે;
પાલક પલટયો કુસંગે, નાંખ્યું પંખી ખોરંએ;
કો' ! દુઃખીયારા પંખીના કેવા દન !

પાલકને કે, એ, પંખીને ધન્ય ધન્ય—
ચિન્તામણી રત્ન છે રમણી, વસી પારસ ગણી મન હરણી—
કોમળને કાંચન વરણી ધાર ગંભીર વચન રસ ધરણી—
સંતાપે એ પ્રમદા—પામર જન,
રૂઠયો ભગવત ને ઉઠયો તેનો દન—પ્રમદા૦

(૧૨૮)—સતિ તોરલ—

પ્યારે નયન ન મત મારો મયહાર ગઇ,
બાલા જોબન હય બીચારો મયહાર ગઇ.
તરછી નજરત્રાકે, બાત લગત હયે,
કોઇ હકીમ ન હમારો, મય હાર ગઇ,
મય દુખ બેચન જાની બિન્દ્રાવન;
બૈયા મરોરે કાહન કારો મય હાર ગઇ.

[૧૨૯]—ત્રીવિક્રમ—ગરબો—

પુનમ ચાંદની ખીલી પુરી આંહીરે, શોભે રજની, સુંદર શી આજ—
હેતે રમીરે, સૈયર સંગાથે, આપણે રે.
સૈયર કંકણ, સોનાનાં કરે ધર્યાંરે, માંહે જડીયા છે નીલમ મણી
નંગ—હેતે.

સાખી } મળીયાં આજે આપણે, ધરી સોળ શણગાર,
કર કંકણ ચુડી ચમક, ચન્દ્ર તેજ એક તાર.

હીરા રતનથી જડીત ઉર હાર છેરે, મોતી ગુચ્છ લળકે છે
બાજુબંધ—હેતે.

સાખી } અંબોડા ફુલે જડયા, સર સેંથે સીંધુળ,
કીધા કુમકુમ ચાંદલા, મુક્તા માળા ઉર.

આરસપારસ મણી જડેલો ચો૦છેરે, તેમાં રમતાં હસતાં હૈડે નણદલવીર—હે

સાખી } પહેર્યાં ઝાંઝર પ્રીતથી, ઝણ ઝણ કરે ઝણકાર;
ફરીએ સાહેયર કુદડી, આ રજની મોઝાર.

સખી વેલીઓ ફુલી ત્રીધવીધ ભાતનીરે, તે તો આપે છે સુંદર સુગંધ—હે૦

સાખી } કથા શીયળની સાંભળી, પ્રીતમ ઉપર પ્રેમ,
વદો સખી વીરહી થઇ, મળે ત્વરાથી કેમ......પુનમ.

(૧૩૦)—મહાશ્વેતા કાદંબરી—

પ્રેમ બિજ રોપ્યું હૃદયે જીવન આધાર મારા,
પ્યારા પત્ર તારો ભાળી, ફુટયાં નવપલ્લવ ડાળી.

ખીલી પુષ્પે તે હલવાળોરે (૨) જીવન આધાર મારા,
મદનપડીને પુંઠે, મીઠાં પ્રેમ પુષ્પ ચુંટે.
મારી ફુલવાડી લુંટે [૨] જીવન આધાર મારા.

(૧૩૦)—રતનબાઈ—રાગ. ભજન. પદ.

પ્રેમપ્યાલો મેં પીધોરે, સુણોરે સંતો પ્રેમપીયાલો મેં પીધો.
મારે જગતડાને કોઇ નીવારો રે, અમ્બર પછેડો કોણ લીધોરે—સુણો૦
મારા શીરના સુખે સુખડાંરે, તે અમે લાગી દીધોરે—સુણો૦
મારા મનડાને બહુરે સમજાવ્યું મેં, શોધ જંગલનો મેં કીધોરે—સુણો૦
ગુરૂના પ્રતાપે બોલે રતનબાઇ, કનકાપુરીનો મારગ લીધોરે—સુણો૦

(૧૩૧)—શારદાવિજય—

હું તો પ્રેમની જોગણુ. પીયુને શોધવા ચાલી,
શોધવા ચાલી, પીયુને શોધવા ચાલી—
રાજની ભોગણુ, બની સરતાજની જોગણુ પીયુ.
પ્રેમની કફની ધરીને, પ્રેમની ઝોળા,
અંગે ભભુતી પ્રેમની-બસ પ્રેમથી, ચોળી પીયુ.
કરૂં સાધના શ્રૃંગારની, કરૂં સ્વામનું દરશન;
રટું મંત્ર માળા કર લઈ, બસ પ્રિયતમ—પ્રિયતમ. પીયુ.

(૧૩૨)—સરસ્વતિચન્દ્ર—

હું પરણું કદી નહિ, પીડા ધરૂં નહિં, શીરે કદાપી સંસારની,
રહું બાળ કુમારી, સદા બ્રહ્મચારી ભક્તિ કરૂં વિદ્યાધારની;
પ્રિતી તણાં પીંજર વિષે પરવશ થઇ પડતું નહિ...
સંબંધીઓના બંધથી બેડીથી તન જડવું નહિ...
આ નાટકો સંસારની, દુગ્ધા મહિં મરવું નહિ,
અમૃત ગણીને વિષય વિષ, પીનારું મન કરવું નહિ.
જુઠી માયાના અંધારામાં હું પડું નહિ, રહી વાત હૃદય વિચારની

(૧૩૩)—ખુબસુરતબલા—

હવે બાઇ કાટ, મીલા ટીનપાડ, ગઇ તેરી. મેરી જોરૂજી. (૨)
ક્યાંકો ડાલીથી લુટ, માંગે ડાસનકા બુટ, કભી લાવે ન સુટ.
સો જાયે મડમ રૂઠ, અયસીમબનીથી ફેશન પોલોટ.
મુજે તો મેરી જોરૂને સમજાયા ખોટ ગઇ બરસે બલા,

પાપ સરસે ટલા, "અબ તો વોહ ટોપી, અમ્માના વોહ પુ જામા, સબ હે, કરેંગ ઠાઠ. વાહ.

(૧૭૪)—સુંદરવેણી—

હોકો બોલો ગુડ ગુડ, માંહે ભર્યું છે પાણી,
આગલા તંબાકુ લા; લા દે ઠંડા પાણી, વાહરે મારા હોકા,
હોકો વ્હાલો લાગેરે, મને હોકો વ્હાલો લાગેરે, ભાઇ ભાઇ;
હોકો વ્હાલો લાગે, ચોરાનો, ચોધડીયોને, દોસ્તોનો દીવાન; ભાઇ
હોકો વાલો લાગે. (૩)
ચલમતો ચતુરાઇ કરે ને હોકો હરીની માયા;
બલેચીમાં હાથ નાખી જાણે. (૨)
જાણે ગંગાજીમાં નાયા, ભાઇ ભાઇ હોકો વ્હાલો લાગે. (૩)
વહુને વળાવી, દીકરીનું આવ્યું આણું,
ખાવા પિવાની વાત ન જાણું, ભાઇ (૨) એતો હોકો તાણું ભાઇ
હોકો વ્હાલો લાગે, (૨) વ્હારે મારા હોકા, હોકા (૨)
ડુંગર ઉપર દરિયો ગાજે, ને દરિયો કરે પોકાર.
ચતુર હોય તો ચેતજો, મુરખ કરે વિચાર—વ્હારે મારા હોકા

(૧૭૫)—આકૃતિ માધવ—

હાંહરિ, માનેઠગી, ઠગી, મને ઠગી, ઠગારે મને ઠગી, જાણીને ભોળી
ખોટા બોલી શાને ખુત્રે છે ભાર,—આ છે ખોટા કરાર (૨)
ખોટા ખોટા ! હા ખોટા......ઠગી......

સાખી } "અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલ કરાર,
" એ વિણ કો દંપતિ તણો, નવ સુત્રરે સંસાર.

આ છે ખોટા કરાર...... ... ... ...ઠગી.

(૧૭૬)—ખુબસુરતબાલા—

હાંરે ગોરી ચાલો. ન ડારો, અકેલી અલબેલી,
દેખો. બારાસા જોબના, લુટે, ન કોઉ, સાહેલી અલબેલી...દેખો.
સખીરી. મય હારી; મય હારી, મોહે ન સતાઓ, અય જાઓ
કાહે રંગીલેસે, પ્યારી, નેહા લગાયા બતલાઓ.
જાઓ અબ ન બોલુંગી, તુમસે ગુઇયાં રાર ન મચાઓ,
ગઇ સબ જાન સખીયાં કરકે ધ્યાન કાહેકો ખુપાત,
મનકી બાત ભેદ કહત હય, મોહની અંખીયા—ચાલો૦

(૧૩૭)—રતીચન્દ્ર—

પ્યારે જોબન બગીચામે, આવ આવ આવ, બેઠી દેખું રાહન, નાફ્રમાવ પ્યારે.
પ્યારે મોરે સૈયાં, મેતોરે, લઉં બૈયાં, મોરા કનૈયા હો, હોઇ દીખાવ, આવ (૨) પ્યારે.
જુહેક ચંબેલી મોગરો ગુલાબ, પ્યારે પિયોયે, જોબન શરાબ,
પ્યાલા ભરકે તૈયાર, લાવ, લાવ, લાવ..................પ્યારે.

[૧૩૮]—વિણાવેલી—

પ્યારે તોરે અંગનમેં ફુલનકી બહાર હય, સૈયાં તોરી અગનમેં ફુલનકી બહાર હય.
ફુલનકે બાજુબંધ ફુલનકે ગજરે, ઓર સોહે ફુલનકા ગલે હારહે—પ્યારે
પ્યારા કમળ ઓર ચહેરા ગુલામ હય,
ઓરે ઓરે ગાલ સૈયાં, ગુલે અનાર હય—પ્યારે.

[૧૩૮]—અસીરે હીર્સ—

પરદેશી સૈયાં નેહા લગાકે દુખ દે ગયો,
આવનકી ઔધિયાં કીયે ગેયો, સુખલે ગયો. દુખ દે ગયો,
સૌતન બિરમાય ગયો, બયરન લલચાય રાખો,
કેહેકો અમૃત રસ ચાખો, કેહકે રસ બસ અબી લાખો,
હમસે બતીયાં કરકે, પતીયાં ન કયો—સુખ લે ગયો—

[૧૩૯]—ઇન્નેકામ—

પતિવ્રતા નારી પાતે હય, પતિ તકદીરસે,
ઔર કિસીસે કામ નહીં, કુછ પ્રીત એક અપને વરસે;
પરપુરૂષનકે માનક મોતિ, બદતર સમઝે પથ્થરસે;
થુકે રેશમી સાડી પર ગયરકી, રાજી અપનેહી ફટે ચીરસે;
સુખી રોટીસે ઠંડે નીરસે—પતિવ્રતા—નારી૦

[૧૪૦]—નીલમ માણેક—

પ્રીત સુધારસ પાન પુરા પ્રેમી વિણ કોણ કરે?
પ્રેમીઓ ખરા પ્રેમમાં મરે,
માન સરોવરના મોતી તો, હંસ વિના કોંણ ચરે—પ્રેમી.

ચંદનને કાપો કે બાળો, સરસ સુગંધી ન પરહરે;
શેરડીને સંચે પીલો પણ, મધુરતા નવ ટળે,—પ્રેમી.

[૧૪૧]—કળાવતી—રાગ જીલા–તિલાનો.

પ્રિય આવો પતિ આવો હો,
દેવયાની મન યયાતી જેવા, તેવા મારે મન ભાવો.—હો.
કરૂં તનમનધન અર્પણ, મમ દરપણ પ્રાણજીવન કહેવાઓ હો—પ્રિય.
ઘડી ન વિસારૂં સ્મરણ તમારૂં સ્વામી,
પ્રાણ પ્યારા નયનો તારા, છો ગુણીયાળા રૂપ રસાળા,
તમ આધારા આ દિનદારા, સ્વામી મારા છો છોગાળા,
કામણગારા કંઇ રખવાળા આવો. હો—પ્રિય૦

[૧૪૨]—જલસા સંગ્રહ—રાગ પરજ, સોહની પદ.

પરઘર ગમન સજન નહિ કરીએ, નહિ કરીયે નિત ડરીયે,
પ્યારે સાર ન્યારે ઠારે, સુનદર–ગુનકર–પુનડર–હુનહર.
ટાર જાંની–ખાલે તાની–જીવતે–પરઘર.
કૈસે સુત્ર ધુન સાધન ત્યાગે; દરસ ગંગાકો જટા ભંગ;
ન્યારે ફીરોઝ પીઅદ જબકર, તબ પિવતે પિવતે–પરઘર.

[૧૪૩]—હરીશ્ચન્દ્ર—

પ્યારાં હમારાં તુંહમેંદે આગ્યા જાનેકી—પ્યારા.
ઇશ્વર ઇચ્છા અયસી હય તો લાગે કૌન ઉપાય.
ફેરબદા જો મિલાના હો તો ફેર મિલુંગી આય—પ્યારા.
પ્યારી હમારી જાન નહીં કલ તુઝ બીન પાનેકી,
દોલત સમ્પત અનધન લક્ષ્મી તનમન જીવન જાય,
નાર જો તુમસીહો ન્યારી તો, કયસે જીના ભાય —પ્યારી.
પ્યારા હમારા તૂહમેંદે આગ્યા જાનેકી,
સંતપન જાને નદું તુમારા દેદું અપની જાન,
સત્યપતી રહીયો પિયુ પ્યારે! બિનતી મોરી માન !—પ્યારા.

[૧૪૪]—ભગવદ્ગીતા—

પાષાણની આ પુતળી, પણ હું ન એ શકતો કળી;
ચૈતન્ય અંગો અંગ જાણુ, જીવતી આ પુતળી,
વાહાજીએ ઘડી તે ઘડી, કોઇ અજબ પળ આવી મળી;

પુન ઘડી શકશે ન એ, આ તુલ્ય બીજી પુતળી,
હા ખણ કરતાં પ્રેમ વધતો, વાત એ છે નિશ્ચળી,
પ્રેમે ઘડાવી મુજ નાસે, પ્રાણ પ્યારી પુતળી,

× × ×

આડી નથી મુકાઇ એ તો ! સીધી પણ બ્હાલી વળી,
એ તો વળે છે કેમકે, ચૈતન્ય વાળી પુતળી,

× × ×

રીસાઇને મુજથી નથી ત્યાં તો વળી એ વિમળી,
મુજ ચીત્રતાં ચોડેલ, જોવાને વળી પ્રિય પુતળી
ચિતરૂં ચતુરાને હું નિત્ય, આશ્ચર્ય કોરૂં વળી,
ચાહો મને ચીતરવા, મુજ ચિત્ર જોતી પુતળી.

(૧૪૫)—માનસીંહ અભયસીંહ—

પાણી ભરવા હું ગઇતીરે, સાહેલીની સંગે;
આડા આવીને ઉભારે, કુંવરજી નવ રંગે;
"જલ ભરવા સર્વે ગયાં, એ વાડી મોઝાર;
થઇ ઉભા દરવાન તે, બંને રાજ કુમાર."
રોકી રાખી સાસુજી, અમો સૌ પનીહારી,
નામ પુછીને મ્હારૂંરે, કીધાં ઠઠ્ઠા ભારી.
શરમાઇ ઉભાં રહ્યાં, શું ચમ અબળા જોર;
વિનવણી કંઈ ના સુણી, દેખાડી નીજ તોર.
હઠથી હમે હાર્યારે, આખર એક સાહેલી,
નામ દીધુંજ મ્હારૂંરે, ત્યારે દીધાં મેલી.

[૧૪૬]—કામલતા—

પીયુ પરદેશીને કહેજો પ્રણામ હમારા [૨] કેજો કે ગઇ તુજ દારા—પિ.
કહેજો, મને તજી દીધી તેમ બીજીને તજશો નહીં.
કાઇ પ્રીતી વશ અબળા,બિચારી ભોળીને ઠગશો નહીં.
કહેજો, તને સંભારતી, વીષપાન એ કરતી હતી;
છેલ્લો નીકળતાં શ્વાસ, તારૂં નામ એ જપતી હતી.
કેજો કે દાસી થઇ અન્ય જન્મમાં, સેવીશ પીયુજી, કોમળચરણ તમારા—પી.

(૧૪૭)—શતી શંયુક્તા—

પ્રિયા કહું કે દિલદાર કહું કે હું તો તમને શું કહું,

અર્ધાંગના કહું વારૂં જીવનજાન કહું કે શું કહું. પ્રિ૦
જો પ્રિયા કે દિલદાર કહું તો જુદાઈ આપશે કરે,
જેને સોંપ્યું સર્વસ્વ તેને અર્ધાંગના શી રીતે કહું. પ્રિ૦
પત્નિ કાન્તા જા, છટ. એ પ્રિતીને છાજે નહીં,
કુરબાન જેને કાજે જીવજાન, તેને કહેવાય શું.
રંભા કે રાધાજી કહેતાં. લાગે કલંક પ્રેમને;
વિયોગ પછીનો પણ ભેઠો. સિતા શી રીતે કહું. પ્રિ૦
પ્રિતીને જે પાત્ર છે તે. પ્રેમ સુરતી માત્ર છે;
તેને દેવી દેવી, એજ શબ્દ, હા. હા, ઠીક છે. પ્રિ૦

(૧૪૮)—બુદ્ધદેવ—

પ્રિય સરલા કયમ વિસરાયે, રહી હૃદય વસી પ્રમદાએ—પ્રિય.
ચંપક કળી ભલે હોય સુવાસિત, મધુકર નવ લોભાયે;
પ્રેમી વસ્તુને પ્રાણ અર્પશો, કેદી કમળમાં થાયે—પ્રિય.
ચન્દ્ર ભાન્તિ એ પ્રેમ ચકોરી, અગ્નિ પ્રીતથી ખાએ:
એજ સનાતન રીત પ્રીતની, અન્યને શું સમજાયે—પ્રિય.

(૧૪૯)—સરસ્વતિચંદ્ર—

પ્રિતી કરશું તરછોડી પરદેશી...હાં છોડી પરદેશી, (૨)...પ્રિતી.
ડંશ દઈ અહો ભ્રમર કુમુદને, હો છોડી પરદેશી હાં છોડી (૨) પ્રિતી.
પુરી પંખીણી, પ્રેમ પીંજરમાં, આખર પાંખ મરોડી પરદેશી.
હાં મરોડી પરદેશી......મરોડી પરદેશી......પ્રિતી.
ત્યાગી કુમુદ વન, ભટકી ઓ ભમરા, આવ્યો અહિં શું ફરી દોડી.
હાં દોડી......પરદેશી.........હાં દોડી પરદેશી.........પ્રિતી.
ઉડી જા ઉડીજા, પંખી મુસાફર રન રહિ છે, હવે થોડી પરદેશી.
હાં થોડી પરદેશી.........હાં થોડી પરદેશી.........પ્રિતી.

[૧૫૦]—બુદ્ધદેવ—

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા—વધુ ઝુરે વનમાં,
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં—પિયુ.
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય.
ઝુલતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ન્હાય—પિયુ.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય;

નગ્ન નવોઢા તૌલમ રમણી રસિક નરવર ન્હાય,
હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં—પિયુ.

(૧૫૧)—કિશોરસિંહ—

પ્રિતલડી હું બાંધુ કોઇ છબીલાની સાથે,
મુવો મરડો ભરથાર લાગ્યો માથે.........પ્રીતલડી હું.
નારી ચરિત્રો કંઇક નચાવું ચતુરા હું ચટકી જાવું;
પ્રેમ કમળની ભોગી ભમરી રમશું–કેસુડાંની સંગાથે...પ્રિતલડી હું.

[૧૫૨]—સૌભાગ્ય સુંદરી—

અરે કોઇ આવો પ્રીતમને મનાવો (૨) મારૂં દીલડું ચીરી, ખોલી બતાવો.
અરે પ્રીયા મારો નહીં, પ્રેમ હાણના બાણ,
તારે મન હું તુચ્છ છું, તું મારે મન પ્રાણ
અને તપતિને નહીં તપાવો, લાગી અગન બુઝાવો, બોલાવો લોભાવો.
પ્રાણ પ્રીયા રીઝાવો, મારૂં દીલડું ચીરી ખોલી બતાવો [૨]

(૧૫૩)—સુરદાસ—

અરે રંગ જે લાગ્યો તે લાગ્યો, શિદ સોવે ફરી જે જાગ્યો...ટેક.
હંસોની ગતી હંસો જાણે, કાગ ન કઇ પીછાણે.
ઘાવ રહિત ઘાયલની ગતીને જગમાં ક્યાંથી જાણે...અરે.
દરદી વીણ દરદીની દશાને લક્ષે કોઇ ના લાવે;
સુર ભજનનો રંગ ના ઉતરે, અમિત ઉમાથી આવે...અરે.

[૧૫૪]—ઉદયભાણ—

અહો દિલદાર જરી દેદાર દિવાનાને દેખાડોને,
અરે લટકી અધર પટકી, મરૂં પટકી જીગર ખટકી.
અરે આધાર સુધા રસ સાર ચતુરાને ચખાડોને—
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી.
સાખી } "દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી બાત;
"પ્રાણ કહો તો મહાલું, વાલમ કરવા વાત.

[૧૫૫]—વિણાવેલી—

અરે શું આતમનો અભિમાન પલકમાં ટળી જશેરે.
અરે જેમ પિપળ ઉપર પાન, પલકમાં ખરી જશેરે (૨) માટીમાં
મળી જશેરે...અરે.
ઘડી એક જીવતરમાં ઘડી એક સુખની આ......અરે. નથી.

મુઢ મમતમાં તોયે મરતાં આખાં અરે નથી. પામર નર નાદાન—અરે.
કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જઇ, અભિમાનને વણુસાડવો.
અભિમાન ફણીધરને નહિ, દુધ પાઇને પોષાડવો;
રાવણુ સરીખાં રાજએ, લીધો નથી કંઇ લાડવો—અરે શું.

(૧૫૬)—પવીત્ર લીલાવતી—

અવર મદન અલબેલો, આલો અવર મદન અલબેલો; અ.
શરદ પુનમના સુધાકર સરખો આજ નગરમાં ઉગેલો. અ.
મનોહર કસ્તુરીયા મૃગ માફક જોઉં ઝરૂખે ઝુકેલો; અ.
હું નિરભાગી નાથ તજી મને વેશ્યા અવાસે વસેલો. અ.
ધન ગણિકા ધરણીતલ તુજને પ્રિય કર્યો મમ પરણેલો; અ.
ચન્દ્ર ચકોર ને મયુર મેઘ સમ મુજ મન રંગ રહેલો. અ.
માંહયારી વેશે નહીં જાણે, મમ છળ છેલ છબીલો. અ.

(૧૫૭)—કેશર કીશોરી—

અરે દુનિયામાં પ્રેમી ક્યાં, બધે મતલબની યારી......અરે.
બીચારા કોઇક સાચા પ્રેમી, તેની તો ખુવારી છે. અરે.
સાખી } પોપટ જેમ પઢંતતો, અચરે અચરે રામ;
મુરખ જન તેમજ બોકે, પ્રેમ પ્રેમનું નામ.
ક્યાં છે સાચો પ્રેમી હા, ક્યાં છે સાચી પ્યારી. અરે.
સાખી } પ્રેમી પ્યારી કરી મરે, પ્યારી કરે મીજાજ,
પ્યારી પિયુ પિયુ કરી મરે, પ્યારા રંડી બાજ.
ગયો સાચાનો વખત હા, દગલબાજીની વારી છે. અરે.

[૧૫૮]—ઇંદ્રાવતી—

અમો સુધરેલાને તમો ગણો ન કમજોર,
કામ કેવાં કરીએ, ભેજામાં રાખી તોર.
લીમીટેડો માંડા—વેપારો વધારતા, યંત્રો મંગાવી હુન્નરો ખીલવતા,
જુના ધારા કાઢી નવા નો, નીપજાવતા, ધણું કર્યું બીજું હજુ કરીને
બતાવતા...અમો.

(૧૫૯)—મહાશ્વેતા કાદંબરી—

અલી જોજે, મનાની મોળી મેનાં, બોળવશે તુજને પોપટજી, મુખેમીઠું બોલી
અલી જોજે, દેતી તું અંતર ખોલી......બોળવશે......

સાખી } પ્રેમે પોપટ દાઝ દીલની, દીલમાંહી સમાવશે,
} રતુ વસંતે માન નીને, મદનરાજ મનાવશે.
રસ રાજની રસરસ જર્યા, રગ રગ માંહિ વ્યાપી જશે,
જખ મારી મેના માનશે. પણુ ખોઇ પાયે લાગશે.

(૧૬૦)—પરશુરામ—

અરે, હાં, હાં, જરા ધિરે, ખેંચો ભ્રકુટી કમાન,
અરે જાઓ કરો શાને ઘેલી અડપલાં આમ.
ધરી ભ્રકુટી કમાને ઝેરીલા નયન બાણુ, સાંધો શામે સ્નેહી—
ને સંધાન........અરે.
જાણું શું હું, બાળક ભોળી, કરો શાને આ ઠેઠોલી,
જાણું શું હું તીર, શું કમાન..............................અરે.
આઇ ભોળી અજાણી, ભ્રકુટી કમાન તાણી,
મોહિની મારે શા. મોહ બાણુ......અરે.

(૧૬૧)—સતિદ્રૌપદી—

અરજ સ્વીકારો સ્નેહી શામળીયા, સહાય થજો શ્રીમુરારીરે.
રાજસભામાં રાજ સિધાર્યાં, વચન વડીલનું પાળીરે
કેમ થશે કંઇ ચેન પડે ના, વ્યાકુળ થઇ મતિ મારી રે
કપટી કુટીલ છે કૌરવ રાજા—સ્વામી સત્યાચારીરે મા.
દાવ ખેલતાં હે દીન બંધુ ! રાખજો લાજ હમારીરે, અરજ.

(૧૬૨)—મોહિનીચંદ્ર—

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે—
લાચાર હું બિચારી છું શીદ ક્યો છો કેડોરે,
જુવાનીથી દીવાની છું મારો છેડો છોડોરે, છેલા—મા.
આણુદાન છે પ્રિતમા પુછી કરજો પ્રીત,
આણુદાન તો સ્હેલ છે, કઠણુ પ્રિતની રીત
આધાર તું કિરતાર મારો પાર બેડોરે,—અરે.

(૧૬૩)—મહાશ્વેતા કાદંબરી—

અત્યુતગ પદ મિત્ર તણું આ સંસારે સમજાય,
આ અવનિમાં અન્ય ઘણાં જે સુખના સાથી થાય
માતા પીતા ભ્રાતા થકી, વળી ગુપ્ત પ્રિય જન સ્વજનથી
જે ગુહ્યમાં પણુ ગુહ્ય તે પણુ ગુપ્ત મિત્ર થકી નથી.

મિત્ર રત્નથી આ ભવરણની સફર શફળ થઇ જાય,
સમૃદ્ધિ ચૌદ ભુવનતણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે;
સદભાગ્યવિણ સન્મિત્રની, પ્રાપ્તિ મહા મુશ્કેલ છે
શબ્દ લઘુ પણ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય

(૧૬૪)—કંસવધ—

અમને પાવન કરવાને, દીલનાં દુખડા હરવાને
શાન્તિ જળ મન ભરવાને યોગી આવજો૦
માયા રાખી મહારાજ યો૦ દર્શણ દેવાને કાજ—યો.
ચરણ કમળ નિશદિન મુજ મંદિર, ધરવાને,
કમલ વદનથી મનહર મધુર વચન ઉચરવાને
શાન્તિ જળ મન ભરવાને, યોગી આવજો.

[૧૬૫]—શ્રી નૌતમશારદા—

અજબ નવાઇ નશીબની શાણા તું સમજી લે
એક દીન હાથી, એક દીન ઘોડા, એક દીન પાઇ ન પાસ,
એક દીન મંદીર એક દીન માળા, એક દીન વનમાં વાસરે—શાણા.
કર્મ રાયના અજબ તમાસા, રંક રાય નહિ ત્રાંય,
કરશું તેવું ભરશું ભાઇ, ફોગટફુટ ફુલાવરે—શાણા—અજબ.

(૧૬૬]—ઉમાદેવડી—

અજબ જમાનો નવીન નજરમાં આજ કાલ ચઢતો,
સસલાને કીચડમાં દાબી હાથી કરચડતો,
ક્રોડ પતિ કંગાલો ફેરી થાપણ ઓળવતા
દરબારે દોરી વગસગથી બહુ બહુરે નડતા,—
ગુલાબને દાબે છે, જો જો હજારીયો ગોટા
ધર્મિ ને ઘેર ધાડ અને વાગે પાપી સોટો,—
સાચ કસ્તુરી વાસ સમજનારાનો છે, ટોટો
અન્યાયી ગાદી તકીયે—લે ન્યાયી દોરી લોટો.

[૧૬૭]—સ્નેહ—સરીતા—

અબળા લાચાર બિચારી રે,
સ્વામીની દાસી, અબળા લાચાર બિચારીરે;
પ્યારી પ્રાણ આપે તોયે નાથ ન રીઝે કાંઇ,
" ભોળી ગીઠાં વેણે રીઝનારીરે— સ્વામીની દાસી.

માદી મરે છે દરદથી, સંભાળ નારીની નહિ,
દાઝી બળે દીલ દુઃખથી, દેનાર દિલાસો નહિ
દિન રાત સેવા નાથની, કરીએ, હસા અમને સહિ,
પણ એકની ગલતી થયે, જીવન તણી સેવા ગઇ "—સ્વામીની.

(૧૬૮) મહાશ્વેતા કાદંબરી—

અમે જઇશું ! અમે જઇશું ! હવે અમે જઇશું રાજ,
રસભિના તમે આવજો.................................અમે
આવિ મંજરીઓ નિત્ય લાવજો (૨) પ્રેમે પરિમલ પ્રસરાવજો. અમે.
મુનિવર અમ શું પ્રસંગ પાડી, દર્શન દેજો દાડી દાડી;
અમ સરખું કંઇ, કાજ, જરૂર તમે કહાવજો. તમે આ...અમે.

(૧૬૯)—લવ—કુશ—

અર્જ સુણી લે, મ્હારી, પ્રભુ અર્જ સુણી લે મહારી
સ્હાય હવે એક છે, ત્હારી—લેજે ઉગારી—અર્જ
બાળ સંભાળ કરી, એથી સ્થિર હામ ધરી;
મરેલીને નાંખ ન મારી, લેજે ઉગારી—અર્જ
અંધને નેત્ર જેવા વ્હાલાં મુને બાળ તેવાં,
ગાય વત્સ વિના નોધારી—લેજે ઉગારી—અર્જ.

[૧૭૦]—શુક—જયંતી—રાગ—કવ્વાલી ગજલ.

અમો વિશ્વાસવાળાને, છુપાવિ આ, કરો શાને,
સતાવામાં આ ભોળાને, ગુન્હેગારી તમારી છે.
હસાવો રોવરાવોને, અખત્યારી તમારી છે,
ભલે કરજો ઘટે તે તો, ગુન્હેગારી તમારી છે.
કદી આકાશ જો તૂટે, ભલે ભૂકંપ હો ભારી,
જીગરનો પ્રેમ નહિ તુટે પ્રિયા મુજ પ્રાણથી પ્યારી
જડેલા બંધ નવ તુટે, ખુબી એ ભાવિની ન્યારી,
છુટયા તે તો નહિ છુટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી
રુસાવો વા, રિઝાવો તે, મુખત્યારી તમારી છે.
ફસાવી જીવ બાળો તે, ગુન્હેગારી તમારી છે,
તપાવો આ તપેલિને, વળી ઘૃત ધાર રેડીને;
વિચારો શું દિલ કહો તે, ગુન્હેગારી તમારી છે.

જગતનો નાથ જે સારે, સહન કરવું મુજે મારે,
જરા સમજીને બોલોને, ગુજારો તે નકામું છે.
જ્યાં દીલ સાફ ત્યાં શું છે, મણી મન સમજીને રૂછે,
અમારી છે વફાદારી, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.

(૧૭૧)—લક્ષ્મી—વિજય—

પૈસા સાટે વેચે જે સુતા પ્યારી, નર્કનો તે નર અધિકારી;
બાળા બાંધે વૃદ્ધ કોટે અવિચારી, નર્કનો તે અધિકારી
દોરે ત્યાં જાનવર સરિખડી કન્યા ગાય, બિચારી,
પિડે પાપી દુઃખ આપી, તે નિચ કસાઇ લ્યો ધારી—નર્કનો
દિકરી કેરા દામ મેળવી, ખોટી ધરે ખુમારી.
દે, દાટી, થાય માટી...ધનની બને અંતે ખુવારી—નર્કનો

(૧૭૨)—ઉદયભાણુ—

પંથી પરદેશી ચિત સોપી, હું આ ચા...લી, મનને ભાવે તે કરજો
પુન્ય શા...લી.

સાખી } તરસ્યાને ટીંગળાવવા, પડદે રાખ્યા પ્રીત;
પુછ્યું પ્રવીણ પંથીએ, કોણ ગામની રીત...
શુભ સંદેશો લઇ સંચરજો. હું આ ચા...લી

સાખી } મહા મહીનાનું માવઠું, જંગલ મંગળ ગીત;
સમય વિનાનું બોલવું, ત્રણેની એક રીત
વ્હેલા મંડપ માંહી મળજો, હું આ ચા...લી

(૧૭૩)—સતિ પાર્વતી—

પંખીડા તારૂં જાણીશ જગમાં ન કાંઇરે,
ધન નહિ તારૂં, તન નહિ તારૂં, સુંદરી સુત, માઇ ભાઇરે—
કર્મ સેલાણી એ આણી પુર્યાં, ફોગટ ફુલ્યો ફસાઇ એ—
સોહં, સાચો ભજ ભવતરવા માયા આ સર્વ પરાઇરે—

(૧૭૪)—બુદ્ધદેવ—

ફુલની પાંખડી લ્યો પ્રાણ—ફુલની
ગણી અંતરની ઓળખાણ—ફુલની
શ્યામ સલુણા, અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન;
નાથ નગિના પરિમલ ભીંના, મન માન્યા મેહમાન—ફુલની
ઝાઝું શું કહીએ સમજુને, સખી નયનના બાણ;
વિમળ કમળ આ સરોવર જળનું ભોગી ભ્રમર સુજાણ—ફુલની

(૧૭૫)—બોલતો કાગળ—

પુલણુજી પુલોમાં ઝાઝા પુલ્યું ફુલ પુલી કરમાશે,
પુલી કરમાશે ખીલેલું આખર ખરી જાશે.
સરખા દીવસ ન ગયા કોઇના તેમ નહી જાશે,
રેંટતણી ઘટમાળ ભરાશે ભરાઇ ઢલવાશે—
ઉજળું એ સહુ દુધ આજ અભિમાને દેખાશે;
જ્યારે પડશે કાજી ઝપાટો ત્યારે સમજાશે—

(૧૭૬)—વિક્રમ ચરિત્ર—

મને સહાય કરશે મોરારીરે, વ્હારે ચડશે ગોવરધનધારી,
અહલ્યા ઉગારી, મીરાંબાઇ તારી, બેની ચીન્તા કરીશ નહિ મારી—મને
મંજારી બચ્ચાને બળતાં ઉગારી, મોક્ષ દીધો ગજેન્દ્રને તારી.
દ્રોપદિના ચીર પુર્યાં, થાશે તે સહાયકારી.—મને.

(૧૭૭)—વિક્રમ ચરિત્ર—

મને રોકો ના રસીલા, છેલા મુકોને મારો હાથ,
મારો ઢુંકડો ના છબીલા, વ્હેલા મુકો ને હાથ.
રહેર મુકો અલબેલા, ઘેલા આવું સંગાથ;
મુકો કેડો, લાગ્યો નેડો, છોડો છેડો.
સાથે તેડો, લાગ્યો નેડો, ભોળી નારી કામણગારી;
હું તો હારી, વાહરે પ્યારી—રોકો ના૦

(૧૭૮)—મોહીનીચંદ્ર—

મને કોઇ મેળાવોરે, મારાં દીલ દેવળનો દેવડો;
હાયરે ધુતારાએ નાથ ડુભાવ્યોરે, પીયુ મારો સુઘડ ગરીબડો (૨)
જો કોઇ મીલાવ, તેને મોં, માંગ્યું આપું પીયુ મારો સુઘડ ગરીબડો. (૨)
આપું જો માગે મારો જીવડો. (૨) મ.

[૧૭૯]—અનસુયા—

મ્હારે મંદીર પધારો યોગીરાજ, મ્હારાજ ભોજન કરાવું મન ભાવતાં,
ઘેબર ધારી જલેબી શીરો સુખડી, મોતીચુર ને મેસુર, ભાવે જુખડી;
તળું તતબીરે કાચલી, વડી તમ કામ—મો૦
નેહે નીપજાવું, શાક ભાતભાતનાં; રૂડાં રાઇતાં બનાવું, જાત જાતનાં;
અતિ જુગતીથી પીરસુ–પ્રીતે ધરી બીજ—મો૦

(૧૮૦)—અસીરેહીર્સ—

મજાહ દેતે હય ક્યા યાર, તેરે બાલ ઘુંઘરવાલે,

નીકલી મેરે દીલસે આહ, જાતાથા વોહ રશ્કે માહ.
દેખા દુશ્મનકે હમરાહ, દોનો હાથ ગલેમેં ડાલે;
પહેલેથી મુજસે તકરાર, અબ તું કયું કરતા હય પ્યાર.
અબ તેરી તરફસે યાર, મેરે દીલમે ગડ ગયે છાલે,
તેરી ભવે હય યા શમશીર, તેરી ચીતવન હય યા તીર,

(૧૮૧)—બુરીદૃશાક—

બુટ્ટી પીલાકે લુભા ગયા, કોઇ મુંઝે બુટ્ટી પીલાકે, લુભા ગયા કોઈ,
બડે સવેરે જો કોઇ, બાકી લંબી ઢીઢ.
ઉપતી ચિડીયાં બહુ પહચાને, ગિરી સડકસે ઇંટ, સવેરે ફેર છીનેગી ભંગ,
દુસરા—પહેરે જો કોઇ આને જ્યાં માંદીકી કીચ.
ધરકે જાને મર ગયે, ઓરઆપ નસકે બીચ, સવેરે ડેર છીનેગી ભંગ.
ચોથે—પહરે જો કોઇ આને, બચા આપહી આપ,
દો જોરૂ, દો સુસરેકા, હો છબ્બચ્ચેકા બાપ, સવેરે ફેર છીનેગી ભંગ.

(૧૮૨)—સુરદાસ—

બોલુ ક્યા મેરે પ્યારકી બતીયાં, બોલું કયા મોરી છોટીસી છતીયાં.
ન ધરિ, ચેન ધરિ, રેન ચુમિ, ચુમી; બદન શયનમેં દુઃખી કર ડારી,
પકરી જુગલ કર, બસન અલગકર, કિય પરહરી ડર.

( સાખી ) છતઅધરનપર—બોલું

મરોર ડારે જોરશે, મેરો કોમલ અંગ,
એસે નિરદય નાથકો મેં સુપને કરૂં ના સંગ,

[૧૮૩]—મહાશ્વેતા, કાદંબરી—

બોલો બોલોને અંતરના બેલી નાથ વિનવું કરજોડી.
પિયુ જાશો કયાં અમને છોડી, પ્રિતિ જન્મો જન્મ તણી તોડી...બોલો,

સાખી } હાથે આવી હંસલો ઉડી ગયો આકાશ,
જઇ બેઠો દુર દેશમાં, હવે મળવાની નહિ આશ.

મહજાદા મેં કુળની છોડી, [૨] તમ સંગે મેં પ્રિતી જોડી [૨]
ઉઠો ઉઠો ને અંતઃરની કરીયે વાત, રાત રહી હવે થોડી...બોલો.બોલો.

(૧૮૪)—ઉદયભાણુ—

બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો, બોલો બોલો મેના બોલાવે,
બોલો રંગ રશીયાજી ડોલો જરા ડોલો, ડોલો, ડોલો પ્યારી ડોલાવે,
મેના તારા વચનની વેણુ વાગી, લાગી લાગી લલીત લેહ લાગી,

મેના વ્હાલી મેના કે, ના કહે, પણ જાગી. જાગી જાગી, જાગ્ય
જાત જાગી,
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારે. વાહ? મેના શું સતી સીતાવીસારે.
ચતુર સુજાણ સીતા રામ, ઉચરાવ્યા......બોલો,
પોપટજી પાંજરે સોનાનું સજાવું, લાડલીહું લાલચુ નથી કે લલચાવું;
સોને રૂપે શું ભીડ ભિતરની ભાગી......લાગી
રૂડા સુડાને રંગે રમાડું પાંખે પાલીને ફળ મીઠાં ખવાડું.
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે?—બોલો,

[૧૮૪]—ભજનામૃત—

બંગલા ખુબ બના મહારાજ, જ્યાંમે નારાયણ બોલે—ટેક
દસ બંગલમેં દસ દરવાજા, બીચ પવનકા થંભા;
આવન જાવત કોઇ ન દેખે, એહી બડા અચંબા—બં૦
હંસ બંગલેમે બાજા બાજે, બાજે સાંજ સબેરી;
તાજ પખાજ ઔર મૃદંગ બાજે, રાગ છત્તીશ ગાવે—બં૦
હાડ ચામકી દેહ બનાઇ, તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ ચ્હડાયા—બંગ૦
પાંચ પચ્ચીસકે પાતર નીચે, મનુવા તાલ બજાવે
સુરતકી, નુરતકી મૃદંગ બાજે, રાગ છતીશ ગાવે—બં૦

(૧૮૫)—સરદારબા—

બંસીવાલા આજોરે મોરે દેશ; પ્યારી સામરી સુરત પ્યારે બેસ. બં૦
આવન આવન કેહ ગયોજી, ૫ર ગયો કોલ અનેક,
ગીણતાં ગીણતાં ગઇ ગઇ, મોરી આંગળીઆ રેખ.
સાવરીયા રસીલા સલુણા, પીયાને પીયાને જીયાયે કરૂંયે નીશાર,
હમતો જોગી પ્રેમકેરે. પ્રેમ હમારો દેશ.
સુદ્ધ નહી પાઇ પીયુકી, તબલીયો આવેશ.

(૧૮૬)—કુસમાવતી—

ભલે જન કોટી યત્નો કરે, નશીબના લખ્યા લેખ ના ટળે.
પાપીયા પાપી પગલાં ભરે, અંતરમાં માથુ પટકી મરે,
હરિશ્ચંદ મહારાજ જુવોને; નિચ ઘેર સેવાકરે,
થઇ સેવકી સતિ લેખથી ગુમાન શાને કરે—નશીબ.
પાન્ડવ સરખાં ધર્મ ધારી પણ, વન વન રવડી મરે,
ચીર હરણ થયાં સતિનાં, પ્રભુ કૃપા ત્યાં કરે—નશીબ.

સતીયા સુરજતન ભલે ફ્રુ, જનથી, કદી પીડાતા ફરે,
સત્યમેવ જયતેજ સમજજો, ન્યાય નીયંતા કરે—નશીબ
[૧૮૭]—બોડાણો—
ભલી ભકિતની માળ, મણીમાણેક ને ચાળ.
સજો સકળ જન અમુલ, ભૂષણ એ...ભલી.
ધરી માળા પ્રહલાદજીએ,કરી સહાય નરસિંહજીએ,'પ્રીતધરીવરીયે...ભલી.
ધન્ય છે ધ્રુવરાજ શુકમાં અચળ છે આજ, ભકિત મોતીને હંસ ચરજો
જનની જણે તો જણ દાઆતા કે મેરજન.
નહિ તો રહે વાંઝણી, નુરના ગુમાત્ર જન.
ધન્ય છે ગંગામાતા, વાળી શ્રીશ્યામ તોળાતા, ભકિત ભૂષણ રાજજે. ભલી
[૧૮૮]—પ્રહલાદ વિજય–વિરભકિત—
ભક્તિ નૌકામાં બેશીનેરે, ભવતરીયે,
ભાવતરીયેરે જગથી શાને ડરીયે–[૨]...ભક્તિ
અમૃત અળગું કરી વિષ શીદ પીજીએરે
સૈયા–છોડીને શીદ ભુમી થરીયેરે, જગથી શાને ડરીએ. [૨]...ભક્તિ
જુઠી છે જગની માયા, પ્રભુપદ સાચુંરે;
હેતે કરીને હરિવર વરીયેરે, જગથી શાને ડરીલે...(૨)...ભક્તિ.
[૧૮૯]—ધી–ડી–રે–સોં બુક—ભજન, કોલીયા—કવ્વાલી. !
ભજ રામ નામ પ્યારે, કર્યો બરથા જન્મ ખોયા—ભજ.
બિલયોગે લીન હોયા, હરી પ્રેમને ન રોયા,
તારી હય મીરાંબાઇ, ધની સુદન કસાઇ,
ઉસન દયાલ હોકર, કઇ ઓરભી હે તારે.
નીરદઇ તુને ભાઇ, ન કીની કુછ કસાઇ,
કજાન મુહસે બોલો ધન શામકે જે કારે—ભજરામ.
[૧૯૦]—હરીશ્ચંદ્ર—
ભંગકા લોટા હા હા હા.
મન મેલ મિટે તન તેજ બઢે, દે રંગભંગકા લોટા,
સો સો સોગ ટલે, સો રોગ ચળે કરે ભંગ અંગકો મોટા
જબતાર જમે આજાર રમે તો હાથ બઢેજી મોટા.
તન સાફ મન સાફ હો સાફ, આદમી ખોટા, લેકંદ ફુધમે ઘોલા,
તો ભંગ બના અલ ગોલા, કરપાર ભંગકા ગોલા,
હરબાર બોલ બંબ ભોલા, ઉઠભોર–નહાકે ગંગ, ચઢાલે ભંગ.

જમાલે ઢંગ નિરાલે ઢંગ, દીખાદે જંગીકુંદી સોટા=મનમેલા.
(તનહરા બદનહરા ખીલા હુવાં ચમનેહરા, ચારો તરફ જમીઓઆસમાન
સબ હરે હરે, સેત ધાન પ્રાન ઔર બેલ બાગબાન સબ્જ ભંગપીકે
દેખલે જહાં સબ હરે હરે, ચાટમેં મીઠાસમેં ઉચ્ચાટમેં કભી-હોવે,
દેખલે મીઠાંઇકી દુકાન, સબ હરે. હરે

(૧૯૧)—ભજના મૃત—ભજન—મીરાંબાઇ—
બલીહારી રસીયા ગીરધારી, સુંદર સ્યામ, હો તજી અમને
મથુરાંનાં વાસી, આવા નવ બનીયેજી.
વાંસલડી વાગે વાહાલા, ભણકારા વાગેને, વ્રજ વાટ લાગે ખારી;
સુંદર સ્યામ હો તજી અમને, મથુરાના વાસી આવા ન બનીયે હોજી.
જમુનાને કાંઠે વાહલા ખાવાને દોડેને, અકળાવી દે છે મુને ભારી—સું.
વૃંદાવન કેરી શોભા, વસ વીણ અમને નો નવ લાગે હવે સારી—સું.
ગોરધન તોળ્યો વ્હાલા, ટચલી આંગળીયે ને અમપર ઢોલ્યો ગીરધારી—સું
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ, શુદ્ધ પ્રભુ લેજો ખાહરી.
સુંદર સ્યામ હો તજી અમને, મથુરાંના વાશી આવા ન બનીયેજી—બ.

(૧૯૨)—સુરદાસ—ભજન—રાગ—હોરી—
બ્રજમેં હરી ધુમ મચાઇ ગોપી સરવે દેખન આઇ,
ઇતસે આઇ નવલ રાડીકા, ઉતસે કુંવર કનાઇ;
હીલ મીલ ફાગ ખેલે પરસપર, શોભા બરની નહિ જાઇ,
નંદ ઘર બાજ બંધાઇ,
રાધે સાન કરે સખી અનકુ, ઝુક ઝુક ઉડવાઇ,
પકરો પકરો મન મોહનસે, સબ સંપ કરો ધાઇ
લાલેકુ નાચ નચાઇ.
તાલ પખાજ વેણા વાજીંત્ર, વાજે મંજીરા સરણાઇ,
ઉડત ગુલાલ, લાલ ભલે બાદલ, સઘળી વ્રજ સોહાઇ;
માનુ બાગવા જરાઇ,
મુગટ પીતાંબર છીન લીયો, શીર પર ચુંદડી હોડાઇ.
તેનું જોયે નભ તેનું બીચ, કાજળ નકવેશર પેરાઇ.
માનુની નાર બનાઇ.
કહેત રાધીકા સુન હોને, કૃષ્ણજી, કહાં ગઇ ચતુરાઇ,
કહા ગયો તેરો નંદબાવાજી, કહા ગય જશોમની માઇ;
તને કર્તુ ન લેત છોડાઇ,

ફગવા લીયા બીન જાને ન દુંગી, કરો મા કોટી ઉપાઇ,
લગી કઠોર કસર, સબ દીનકી મસ્તી નાચ નચાઇ;
ઓત દીન સાંખ ઉખાઇ.
મુગટ પીતાંબર દીયોને રાધીકા, ફગવા લીયો મન ભાઇ,
સુર કહે છબી કહાં લગી બરનુ એસુખ બઇકુંડ નાઇ;
કરત જન કોટી ઉપાઇ.

(૧૯૩)—પ્યારા સાહેબ— દાદરા—
બટવા ગુંથન દેરે મીજાજીયા બટવા ગુંથન દે.
હાંરે મોરે ગોરેકા બાલા જોબનવા—બટવા ગુંથન દે.
એક તો ચીકના પીપલકા પત્તા, દુસરા ચીકના ઘી;
તિસરા ચીકના ગોરીકા જોબન, યારેકા લલચેજી—હરિ૦
નદી કીનારે બગુલા બૈઠા, ચુન ચુન મછલી ખાય.
સીંગી મછલીકા કાંટા લગારે, મોરા તલપ તલપ જીયા જાય—હરિ.

[૧૯૪]—મીંસજાનકીબાઇ—
બાજી બંચીયા તાન, રસબનીરે...બાજી
સુની શ્રવન ટેર ચીતભયો ઉચાટ, મોહે રહ્યો ન જાય.
બાવરીસી કર દીની............બાજી.
મુરલીકી ધુન સુન, આઇ કહાન ઠીક, કરત કલોલન સબ સખીયન મીલ
ધાઇ, ધાઇ, ધાઇરે, કહાન હેરત ઔર ગાએ સબગુની. બાજી.

(૧૯૫)—માલતિ માધવ—
ભાભી મારાં ડાહ્યાં ડમરાં, શા માટે શરમાવો, તમ શા માટે રીસાવો.
ઓ નાની નણુદલ આવો......આ કોણ !......તારો પ્રાણ !
હવે શા માટે શરમાવો (૨)......ઓ......

(૧૯૬)—બાપુ સાહેબ—રાગ ભજન. [ બ્રહ્મભાવ એક્યતા ]
ભાઈ નામ સમજીને બેસી રહીએ, આત્મા ચીન્હી મનમાં મગન થઈ
રહીએ—ભાઇ.
રામને, રહીમાન, તમે એકકરી જાણજો; કૃષ્ન મે કરીમ, એક કહીએ,
બીશ્નુ બિસમીલામાં, ભેદ નથી ભાઇ, અને અલ્લા, અલખ, એક
લહીએ—ભાઇ.
ગફુર, ગોવિંદ, તમે એકકરી જાણજો મઓલા, માધવ, ગુણ ગઇએ
હરી હક તાલા, નો ભેદ મેં તો જાણ્યો, હવે ચોપાસી માર નવ સહીએ,
ભાઇ.

પરવર દીગારૂ પરમેરૂ એક કરી જાણજો, નબી નારાયણ ચોટ્યા હૈએ.
ચોખા ને ચાવલ પણ ડાંગર એક એવું, સમજો તેના ચેલા થઇને રહીએ—ભાઇ.
બાપુસાહેબ, નામ પાક છે, ને બીજું નાપાક, એવું સમજ્યા કહીં ક્યાં જઇએ.
જે જે સાધન કરે તેમાં પડે છે સાંસો, એમો બ્રહ્મ જળમાં નીત, ન્હાઇએ ભાઇ.

(૧૯૭)—સુકન્યા સાવિત્રી—

ઝુલે ભલભલા ઝુલેરે, [૨] ભાવીનો ભરમ કોથી નવ ખુલે [૨]
મુર્ખ મન ભલે ફુલાવ્યું ફુલે—ઝુલે.
અતિ ઉમંગથી કાર્ય આદરે, ધરી મન મોટી આશ;
અધવચથી વાડી લુંટાઇ જાએ (૨) આખર થાય નિરાશ—ઝુલે.
કાળ ઢીચોળે અણુંમાત્રનું, જીવન ઝોલા ખાય;
રહે દુર નિરધાર્યું—ધાર્યું, ધરણીધરનું થાય.—ઝુલે.

(૧૯૮)—ઉદયભાણ—

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડીત પુરાણારે, કોના અમર છે લેખ લખાણા,
કાચી છે કાયા, માટીની માયા, છે માટીના ખેલ બનાયાં;
શાણા તો સમજી અલગ લયા, પણ બાળક બિચારા લપટાયા.
લાખોની પાંખો ગઇ છે વીખાઇ, જેના મુજપર લીંણુ ઠરાયા,
કાળના કુહાડાથી કોણ બચ્યું છે, ભલે રંક ભલે હોય રાયા;
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા,
જોબન ને તન ધન, તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા.

(૧૯૯)—નંદબત્રીસી—

મન ભુલાવે, મન થોભાવે, મન ચકડોલે ચડાવેજી,
શુદ્ધ પવિત્ર નિરમળ આત્મા, કાદવ રગડોળાવેજી,
જોવાનું તે નથ દે જોવા, નહીં જોવાનું બતાવેજી,
અમૃત મુકી વિષયને વળગે, નરક મહીં વોભાવેજી.
વારૂ વનીના વિશ્વ મહીં, છે કોઈ ગોરી, કોઇ કાળીજી,
ત્રપતી છે સંતોષ મહીં, નથી સુખકર વૃદ્ધ બાળીજી.

(૨૦૦)—કબીરભજન, રાગ—મુલતાની, પદ.

અબ તુમ કબ સુમિરોગે રામ—અબ તુમ૦

ગરભ કુલીમે જપ તપ કીનો, નિકલ હુવા બેઇમાન—અબ૦
બાલપનો સોખેલ ગવાયો, તરૂન પનોસે કાણુ,—અબ૦
હાથપાંવ જબ કાંપન લાગે, નિકટ આયો અવશાન—અબ૦
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નિશાન,—અબ૦
કહત કબિર સુનોભાઇ સાધો, એહી ઘોડા એહી મૈદાન—અબ૦

(૨૦૧)—મનુ—મણિ—

અટંપટં કંઈ કઇને સમજાવી, બાઇ પૈસો પેદા કર્યો કામનો—અટંપટં
માતપિતા સુત બંધુદારાને બેનડી, વ્હેવાર વસુલીન નામનો—બસબસ—અ.
માનને ખાનપાન પૈસાથી થાય છે, મોટો વેપાર જગદામનો બસબસ—અ.
પૈસાની પ્રીતડી સંસાર રીતડી, પૈસો પ્રભુ આખા ગામનો. બસબસ—અ.

[૨૦૨]—ભદ્રાભામિની—

અજી વાહ વાહજી મુદરીઆં મોરી, લે ગઇ મછલીઆં.
મયે જલ જમાના હાથ ધોય રહી,
છીટક ગીરી મોરી પ્યારી મુંદરીઆં—અજી.
સુની યે પીયાબીન લાગે મુંદરીયાં.
તોસે ન બોલું મયતો સારી ઉમરીયાં—અજી.

(૨૦૩)—મીઠાંજહર—

અરે છોડ છોડ, મોરી બઇયાંન, મરોડ, કરૂંબીનતીહાથ જોડ મોરીમઇયારી,
જાજા ખાકી અરી, મઇયારી દુર જા.
અરે અલસે કે તયસે ન મુઝકો સતાઉ, અય નાસજા.
જાની મેરી જીંદગાની, હયરાની, પરે શાનીમે, અબ ન મુઝકો સતા.
હમીસે યે માલે નિકાલે નિરાલે પડે સાહો.
નાલે સે, કીશ રોજ પાલે જા બેવફા.
અરે જા બેવફા, માફ કરો જો હયભુલભાઇ.
ઉહું ફીકીર હબીબાસે મીલના કહી નહી નહી નહી નહી અય—તેરે શરકી કસમ.
હંહંહંહં મેરી દીલરૂબા ગલેસે લગાજા—અરે.

(૨૦૪)—સુકન્યા—સાવિત્રી—

આવો આલો હું લેવરાઉં લ્હાવો, આ મારા સંસારનો,
થયો આજે અનુભવ ભવપારનો.
તમારાં વિના વ્હાલું નથી કોઇ મારે, તે માટે કરૂં પુંજા તમારી પેજારે,
આતે બાયડી કે શાયડી—( શાયડી ! શાયડી ! શાયડી ! )
દીઠો માલ શું ? મફતીયો બજારનો, આ મારા સંસારનો—આવો.

(૨૦૫)—શીયળવતી—
આ તન મન ધન ને હાથ, કરી કર્યા કર્યા જશો મનમોહન,
નહિ અલબેલા અલગ થવા દઉં, રહેશો મુજ જોવન—આ૦
કૃપા કરીને મ્હેલ પધારો, રાત ગુજારો પ્રાણજીવન.
મુલાકાત મુજ તાત તણી લ્યો, રૂડે ઉગમતે દિન—આ૦
હાલ તમારે મ્હેલ આવવું, જરા રૂચે નહિં મારે મન;
દયા કરી દયો રજા મુને હે, સુંદર તન ચંદન—આ૦

[૨૦૬]—નિલમ પ્રમિલા—
આવો આવોને સુંદરી સુલણી, સ્નેહી સાચો સ્નેહી સાચો સ્નેહ છે
પાતળીયા પિયુ પ્રિતમ પ્રાણુ નિરમૂળ ન્યારો નેહ ન્યારો નેહ છે.
પ્રેમ પઢાવીએ સ્નેહ સુધારીયો આનંદ આપિયો આ...આ૦
પ્રીતિનું ગોરસ સરસથી સરસ સારંગ નયની પીશ તારૂં પીશ. આ૦
છેલ છોગાળા છો રઢીયાળા રૂડા રાજ રિશીકલાલ હા.
ચંપક વરણી સુખદ કરણી—દુઃખદ હરણી આ......આવોને૦

[૨૦૭]—સંગતના ફળ—
આવો અમારા અંતરના મહેમાન, તમ પગલા અમ ઘરમાં;
ચર્યા આજે કરૂ રાજી મારા મેહરબાન—આવો.
પાંચે પકવાને ભરી થાળી ગમની મનની પિરશું તમને,
ખરાં મીઠાં, ખાટાં તીખાં જે રૂચે તમને,
ભાવતાં જમજો રસ ભોજનને સહુ આજે સુખ કાજે.

[૨૦૮]—દેવકન્યા—
આવો કરો હાથ મેલાવો લઇ એ પરણવાનો લ્હાવો,
અડીશમાં એ પડશે અપવાશ—જુવો તો લગ્નમાં કેવી મીઠાશ !
.........ખાટી ગંધાતી એ છાશ—આવો૦
લગનથી સુખી સંસાર લગનથી જગત જગત વહેવાર;
ભલાં ઘરબાર પ્યારા ભરથાર !—મારા તો પ્રણામ હજાર—આવો૦

[૨૦૯]—પવિત્ર લક્ષ્મી—
આવે સમજોરે જામીન મિત્ર વિના કોણ થાયરે,
વ્હાલા વિના કોણ થાયરે...............આવે
સલામ મિત્ર સૌ મળેરે, તાળી મિત્ર અનેક;
ભીડભંજન કોઇ વિરલા, હોય સો લાખનમાં એકરે—આવે.

મુખ મીઠાં કપટી હૃદયના, લેખું લાખ કરોડ;
સંકટમાં શિક્ષા અરપે એવા, જગમાં ન મળે જોડરે.—આવે.

(૨૧૦)—સુરદાસ—

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં,
શાન્તિ પામ્યું છે મન માહરૂંરે આજે—આ તારાં.
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી.
ધન્ય ગુરૂ ચિન્તામણી ધારૂંરે, આજે—આ તારાં.
ભક્તિ ભગવાન કેરી કરતા હમેશાંજી,
થવાનું ત્વરાએ શુભ તારૂંરે શાણા—આ તારાં.

(૨૧૧)—શુક્રજયંતિ—

આર્ય ઉન્નતિ થાય ક્યાંથી જ્યાં આવાં અઘટિત કર્મો થાય;
માખણ માટે નિર વલોવે, કંચન તજી કોડીને સ્હાય;
એક ટકાની હોય તોલડી, તોય તપાસે સઘળે ઠામ.
ખુબ ટકોરા ખખડાવીને, પુરણ પર્ખી ખરચે દામ,
કન્યાના જીવતરનો સાથી, વર જોતા આંધળીયા થાય.—
હુનર કરવે રાખે આળસ, અભિમાને અંધા અથડાય;
જુઠ્ઠા ઢોળ દમામ રાખીને, પાઇ પાઇ માટે અટવાય,
સુખદ સરોવર ગાય દીકરી, સ્વાર્થ સાધવા વેચી ખાય.

[૨૧૨]—અદલ ઈનસાફ—

આવો લટકાળી નાર, કરો હેડાણી પ્યાર;
આપો પહેલું કમીશન મારૂં;
નારીના વેશે નખરેથી લોભાવી, કેવો લીધો મેં ખચરને ફસાવી;
જરા મુખડું બતાવો તમારૂં, ઉંહ, ના, ના, ના,
બસ ખોલી ઘુંઘટ આવ આતુરને ભેટ,
કેવો હંબગ છીટ, છીટ, આઉટ ઓફ, એટી કેટ.
વા, વાઆ, હા, હા, ભુલ્યો, ચૂક્યો, લ્યો આ ઝુક્યો,
પુરો ગમાર, આપો પહેલું કમીશન મારૂં.

(૨૧૩)—માયામોહિની—

આવી લગની લાલ લગાવી, લગના ભુલી ના જશો.
મારા છેલ છબિલા, રમરંગ ભિના, મુકુટ મણી ભરથાર, નગીના
.........લગીની.

ગુણવંતી ગંભીર નારી, પ્રેમ દેવી તારનારી;
શાંતિ તારી સુખ કરનારી—કીર્તિ તારી દુઃખ દમ નારી.
તું માલિક છે આતનની.................આવી.

(૨૧૪)—નદબત્રિસી—

આ સ્વપ્ના સમ સંસાર સમજી લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર, અવની મહાં ઓરાણા,
બાળપણું રમતા ગુમાવે જુવાનીમાં લંપટપણું ભાવે;
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ રટે નહિ કીરતારરે;
મરણ શ્વાસ જવ ચાલુ થાયે કૃત્ય કુંડાં નજરે ઉભરાએ;
પીડાય ભારે, પસ્તાય પાપી તારે, આંસુ વહે ચોધારરે.

(૨૧૫)—મીસ મલકાજાન—

આવોજી આવો કૃષ્ણ આનંદ જલાને વાલે,
અલખ હો અવિનાશી શંભુર કૈસે હો બાસી;
અખિલ મંડ હૈ બ્રહ્માંડ કે બનાને વાલે;
સંતોકા પીર જુઠ્ઠા કીનો પિત્તરસે નિરાદાર કીનો.
બસુદેવ દેવકીજીકા દુઃખસે છુડાને વાલે.
ગૌતમકી તિરિયા તારી પરાગકી ભોલી ભાલી;
આજ મિલે—પાપી જમ દંડસે છુડાને વાલે.

(૨૧૬)—જલસા સંગ્રહ—સિંધુરા હોરી—

એરી કોઈ ઉલજા શામ કુંજનમે મેંતો ઢુંઢ ફીરી મધુબનમે—એ.
એ સોરી જતન બતા મોરી સજની જો પીયા આવે ફાગનમે—એ.
ફગવા લઉંગી જબ જાને દઉંગી એહિ બાત મેરે મનમે—એ.

(૨૧૭)—વિક્રમ ચરિત્ર—

એ માથે મટુકી લઇ જાવું, પ્યારા લ્હેરી લાલાને દુધલડાં પાઉં—એ.
હું ગોવાલણ નાની નારી, પ્યારો મારો છે વિહારી;
રંગે રમાડી રીઝાવું—પ્યારા૦

(૨૧૮)—દેવકન્યા—

એક સરસ વાત સમજાવુંરે, સંતો પ્યારા૦
ગુરૂ ગમની કુંચી બતાવુંરે, સંતો પ્યારા૦
કોઇ નુરત સુરતને સાધે, કોઇ યોગે ચિતને બાંધે;
કોઇ ભક્ત થઇ પ્રભુ ભજતા, કોઈ જગની માયા તજતા;
કોઇ તપથી કાયા દમતારે—સંતો પ્યારા૦

એ શોધ્યા મારગ ગરવા કેવળ મનને વશ કરવા,
આ ભવ સાગર તરવારે—સંતો પ્યારા૦

[૨૧૯]—સરદારબા—

એક ફકત તારો આધારરે, કિરતાર મારે;
ભજુ સદા સચ્ચિદાનંદ હાય તે તારે કે મારે—એક૦
મરવું છે નક્કી માનવી, ફોગટ પડોછો પાપમાં,
સમજુ થઇ શીદ ઉતરો સંસારના સંતાપમાં.
બાંધે હવામાં બાપડા પ્રાણી બરફનાં માળીઆં;
કાળનો ઉકળાટ, થતાં હાય વ્હેતાં ચાલીઆં.
મારે તો શ્રી પ્રભુનું, નામ છે સદા સાચું,
પ્રભુ પ્રભુ તું ખરોને અન્ય સર્વ છે કાચું—એક.

(૨૨૦)—અસિરેહિસં—

એજી મુજે મંગવા દો જાન, સલમે સીતારેકી અંગીયા.—એજી.
ગાલમેં લાલી, કાનમે બાલી, મેંતો પહેરુંગી પ્યારેકી અંગીઆ.—એજી.
મુવે દરજીને અંગીયા બિગાડી, મુજે લાદો બનારસકી સાડી,
જીસ્મે અલાહો મશાલા, મુજે ગોટે કીનારીકી અંગીયાં—એજી.
અપને સૈયાકી બાલી મે ભોલી, મુજે લાદો બનારસકી ચોલી;
જીસ્મે આલાહો મસાલા, લાદો કીનારેકી અંગીયા—એજી.

[૨૨૧]—ખુને જીગર—

એ કારી કારી છાઇ ગરદુપેઘટા સારે, ઉડાવો ગીલાસ.
હાંરે મતવારો ઉડાવો ગીલાસ—કારી
કોઇ રસિલા સજી લાદો સાકી,
હાંરે બઝે રીન્દો કે પીર મનકી પ્યાસ—કારી.
મહેશર બપાહો ખીરામે અદાપર,
રહેમતસે મયકશ નીરાશ રહે—કારી.

(૨૨૨)—હારચંદ્ર—

અરે નાદાન! અરે બે ધ્યાન! જરા તો માન! જરા તો માન!
ન ખો તું જાન, ન હો હયરાન, જરા તો માન! જરા તો માન!
કયસી રાની કયસી બાની, કયસે લાલાજી કે લાલ!
બાતે તેરી લંબી ચોરી બાકી સુખા જય ગોપાળ!
રૂપી કામાન, જોતુ ફરમાન તો હો ખશ આન તેરા કલ્યાણ!
અરે અગ્યાન, નકર હયરાન, જરા તો માન! જરા તો માન—કયસી.

( ૨૨૩ ) હારજીત—
અદાબાકી તીરછીયાર તેરી ચાલ હુવે મતવાલી, તેરે ગાલ ઝુલ્ફે કાલી;
તેરી આંખ જાદુડાલી, બની લાલ મએકી પ્યાલી;
ઉરકે સૈયાદ મેરે—દીલકે ફસાને વાલે;
તુજસે કમ દેખે હએ અંદાજ દીખાને વાલે,
ઓ દિલબર બરતર સહવર ફન્દે—ઝુલ્ફે બડી પુરફન,
દીલકો એહ ફસત પીરત હય, કરેકે ઝાંસા લાશા જાંસા ફાંસા;
શીકારી બનકર તેરી, નીગાહે કરત હરદમ સયા. દિ૦

( ૨૨૪ ) જલસા સંગ્રહ—રાગ ભૈરવી.
અબ તો વો દીલ ફરી બસે—કામ પડા જોહો સોહો,
હુસ્નપર ઉસકે નકદેદીલ—સદકી કીયા જોહોસોહો.—૧
હોતેહી ઉસકે ચારચશમ—લગ ગઇ મારી ટકટકી,
જલવાહ તો ઉસકા આંખમે—છાયે ગાયા જો હો સોહો—૨
હમકુ ઇસીસેકામ હયે—દીલમે વોહી તમામ હયે,
હોઠોંપે જીસકા નામ હએ—દદ સદા જો હો સોહો,—૩
નાસહો કા તુમ ન—કુછ—કહો—દેખ સમજ કે ચુપ રહો
એશકકા જખમદીલપેલો—કારી લગા જોહો સોહો—૪
હોનાથા સો હોગયા—હોગા વોહી જોહો ના હયા,
પુછોના કુછ દીવાનોસે—લે તોહો કયા જોહો સોહો—૫
નીશેકે હય અજબ મઝા—મહી તે સબા તું જાને કયા,
પીતહય જો બરમીલા—કહેતે હવા વોહ જોહો સોહો—૬
યાર નેદી હમે શરાબ પીકે હુવે હય હમ ખરાબ,
ચાહો ભલા કહો તુયેબ—ચાહો બુરા જોહો સોહો—૭

( ૨૨૫ ) સ્નેહસુધા—( ભજન )
આ જગમાંહિ જન્મ ધરીને જન જે સુકૃત કરે;
અભયવર વિશ્વ મહીએ વરે, સહજમાં ભવસિંધુથી તરે—આ૦
વિષમ વિષનું પાન કરે તો કહો, જીવે કે મરે !
" કરણી તેવી પાર ઉતરણી, ન્યાય નજર પર તરે.
પાપીઆ ફટ ફટ થઇને મરે, અંતમાં દુઃખી થઇને મરે.
ધર્મીનું ધ્યાન પ્રભુ પણ ધરે—આ૦

( ૨૨૬ ) મોહિની ચન્દ્ર—
આવશે પ્યારી આવશે પ્યારી આવશેરે

અહો હો હો, મારી હૃદય મણી પદ્મણી પધારશેરે
હીરા મંગાવું કે મોતી મંગાવું, પ્યારીનું મન માનશેરે.
માળા મંગાવું કે ગજરા ગુંથાવું, સુંદરીને શું ફાવશેરે
ચંબેલી લાવું કે હીનો મંગાવું, રસીલી શાથી રાચશેરે.
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિનીને શું ભાવશેરે.

( ૨૨૭ ) ભાગવત ગીતા—

આ કમલ પાંખડી તુલ્ય વાંકડી આંખડી ચિતરી ખરી
પણ કીકી ફરતી અજબ પળપળ કયમ બતાવું ચિતરી.
આ વદન હરતુ વ્હાલીનું, આવ્યું બરાબર ઉતરી,
પણ કોકીલ કંઠ છે, તે કયમ બતાવું ચિતરી,
આ પદ કમળ આવ્યા બરાબરા અંગ ને પુરધુધરી
પણ હંસ કેરી ચાલ છે તે કયમ બતાવું ચિતરી
આખુ બરાબર અંગ એ નજરે રહ્યું તુરે તરી
પણ બ્હેકતું ઊલર સમું, તે કયમ બતાવું ચિતરી,

( ૨૨૮ ) સ્નેહસુધા—

આવ્યું જોબનીયું આવું શા માટે મસતાન ?
હું દિવાનીબની, દીવાની બની.........આવ્યું.
મીઠું રશીલું દર્દ, મુજને કંઇ થાય છે.
દર્દે દુઃખાઇ મારૂં મનડું મુંઝાય છે,
શું કરૂં ઉપાય ના મારાથી સમજાય છે.........હું૦
એળે જુવાની મારી ચાલી આ જાય છે,
જોબન વનમાળી વીના ખીલી કરમાય છે,
લક્ષે ના લેવાય સ્નેહ સાગર સુકાય.........હું૦

[ ૨૨૯ ]—લલિત—મુગ્ધા—

આવો મનમોહન આ યોવન, બગીચો બતાવું.
બગીચો બતાવું મોહન પુષ્પે વધાવું
પ્રેમની જ્યતી લગાવું હે, પ્રેમની અલખ જગાવું—મન૦
આમ્રથી મીઠા ફળ મોહન ચખાડું,
પ્રેમની ભૂરકી લગાડું, હે નેહને નયને નચાડું—મન૦
શેતુરથી મીઠાં ફળ વ્હાલા ધરાવું,
અધર રશ પાન પીવડું, હે અધર રસ પાન ચવાડું;

હૃદય સરોવરની શીતળ પાળે,
પ્રિતીને પંખે પોઢાડુ-હે પ્રેમ જળ છાંટી જેમાંડુ-મન૦
[ ૨૩૦ ]–ખુનેનાહક–
અલબેલેસોં કહેના રે સંદેશા મોરા.
કાહે બીસારે અય પ્યારે, મોહે આરે આરે તોરી હમઆસ, નીહારે.
કરો કુછ ધ્યાન લગે, બિહરમાન, હય જાનપે આન બની રે
દીન રતીયાં એહા, દીન રતીયાં રક્ત બહે અંખીયા
આગ હય છતીયાં લગતીયાં, નભાવત કોઉકી બતીયા;
અબનો સજન દીખલાદે દરશન......હારે
સુલગતા તન મન તજે હમ અનધન.
[૨૩૧]–અસીરે હિર્સ–રાગ સોરઠ, તાલ, ખીમટા.
અમ્મા મુજે અચ્છીસી ટોપી મંગાદે;
ટોપી મંગાદે ઘોડા દીલાદે જોડા દીલાદે સીલ દે.
ગાડીપે લે દુંગા ઘોડેપે બેયઠુંગા હાકુંગા કુચ કુચ હું હું હું;
આહીસ્તા આહીસ્તા અહીસ્તા બસ
થમ થમ થમ થમ, અમ્મા મુજે છોટીસી બંદુક લાદે;
બંદુક લાદે ભાલા મંગાદે તીરો કમાન દીલા દે.
તોપો છોડુંગા કીલેકો તોડુંગા, ગોલા ચલાઉંગા ધરરરરર ધુડીમ.
ઝટપટ હો, ઝટપટ હો, ઝટપટ હો ફયર ધરરર ધુમધુમ અમ્મા૦
[૨૩૨]—શ્રીરામચન્દ્રને વનવાસ જતી વખતે કૌશલ્યાએ રોકાવા કહેવું

રાગ ભજન.

આજ રહો મોરે પ્યારે રઘુવર, આજ રહો મોરે પ્યારે–રઘુ૦
જો તુમકો બનવાસ દીયો હે, કરીએ ગમન સકાલે રે;—રઘુ૦
રઘુવર કહે સુનો મેરી જનનિ યહ વ્રતનિયમ હમારે;
અબ ન રહું ઘરમાત કૌશલ્યા દશરથ બાચા હારેરે–રઘુ૦
સિતા સહિત સૌમિત્રા નંદન, ભયે કુટુંબસે ન્યારે,
તુલસીદાસ પ્રભુ દુર ગમન કિયો, નયન વહે જલધારેરે–રઘુ૦
[ ૨૩૩ ] મોહજીત–
આ વિશ્વરૂપ વનવાડીની શોભા, સુઘડ સતિયો થકી;
જનરૂપ જુઇના પુષ્પની, ખુશબો ખરે તેમાં ટકી...આ૦
સુખદ આ સંસારમાં, દુનીયા તણા વ્યવહારમાં;
ભરથારને બ્રહ્માંડમાં દેનાર, સુખ તો છે સતી...આ૦

[૨૩૪] સરોજની...
આવો અલબેલાજી અંતરમાં બીરાજી...બળતી ઠારો...
મારો દોષ કંઇ, અવગુણ, નહિ ઉર ધારો, બળતી ઠારો—આવો૦
કાં ? તમારો તોર તુટયો, ભૂલી મારી આપશો ડાહ્યા ડમરા ભુલી જશો.
( ના, ના, ના. ) ( નહિ તો જો જો પછી ટટળી પડશે ઠેંઠણું કે ! )
(પછી વાગશે પપુડી પાછળ પેં પેં પેં) ફરમાવો હુકમ ફરમાન.
બેસી જા ! ઉભી ચાલ ઉભી થા બેસી ચાલ ?
ભુલી કે ? થપડ માર, અરે વ્હારે તારો પ્યાર......આવો૦

[૨૩૫]–બોલતો કાગળ—

આશક ખડણુચા જેવા માશુકનો પુર દમામ.
ચાહે રડે કે માંડે શું, અમને તેથી કામ,
જાણે ઘરડી ઘોડી ને પહેરાવી લાલલગામ.
જોડી જુગતી છે એવી, જોવા મળશે ગામ
હા, હા હા હા હા હા—હા હા હા હા હા
વર લોભ ધરે કન્યાનો જમવાને માગે જાન
ઘોડાને બદલે ખાંધો, ગીતડાને બદલે કાણુ
અહીં માડવલો મંડાયો, ત્યાં કાઇ ગયા સમશાન
ચોરીને બદલે ચોકો, ને રામબોલો ભાઇ રામ
હા, હા હા હા હા હા હા—હા હા હા હા

[૨૩૬] સત્યનારાયન—
આજ કાલ પાપી રહ્યા જમ મ્હાલી, ભરમભારી અને ખીસ્સે ખાલી—આ૦
ધરમીને ધાડ અને કુશળ કસાઇને, આપે મ્હારો વનમાળી—આ૦
ભુંડાથી ભાઇઓ ભુત પણ નાસે, નીચાની ગુડે સઉ ડાળીરે—આ૦
ભકતોને ભીડ તીડ ઉભરાય ઠગોને, દોરંગી દુન્યા નીહાળી—આ૦
મરનાને ધંટી છે–બંટી ખાવાને, બળતાને નાંખે સઉ બાળી રે—આ૦

[ ૨૩૭ ]–કુશાવતી—
આતો હીસ્ટ્રીયા કળાય, વાયુ ગોળો છે ભળાય,
ચાલ ડીસ્પેનસરીમાંય સધારીએ.
ચોટો વિક્ટોરીયા માંહ્ય, ડાકટર ભક્કાને ત્યાંય......ચાલ૦
અરે, અરરરર હાય, કંઇ કંઇ થાય છે,
ખમા ખમા ડીયરજાન તને શું થાય છે.

અરે અરરરર હાય, મારો જીવ જાય છે.
મારા કલેજાના ટુકડા, તને શું થાય છે.
કાળી જીરી બે વાલ, ગળો લીંમડાની છાલ,
પાઉં કાવો કરી ચાલ માંહી થોડુંક ઝેર ઉમેરીએ...ચાલ૦
જાય કોલેરાનો રોગ, મળે સાવિત્રીનો ભોગ.
આવે દીવાળીનો જોગ, લઇ અશ્વનીકુમાર ચાલીયે.
અરે, અરરરર........અરે હાય.

[૨૩૮]—ભરથરી—

તારૂણી તુજથી નથીરે જુદાઇ શશિવદની સુખ પામું હું આંહી—તા૦
વદન મનોહર તારૂં લલિતા, સૌરભ અંગ જ ધન સુખદાઇ—તા૦
ભ્રકુટી વિક્રમ સ્મીત અતિ વિભ્રમ, નીરખી ભુલું પ્રીય સરવે હું કાંઇ—તા૦
ત્રણસો સાઠ ત્યાગી તુજનેરે ચાહું, તુજવિણ મુજ ક્ષણ કલ્પ સમજાઇ—તા૦

[૨૩૯]—કંસવધ—

તારા ગુણ અગણીત શું ગાઉં ગરીબ ગૌમાતાજી,
તુજ તનમાં વસતા દેવ, સર્વ સુખ દાતા જી.
માનવી જાતનું હિત કરનારી, રસકસ ઘર ઘર તું ભરનારી;
છો જગજનની, વડી માવડી રે.

ધનધાન્ય પુત્ર મળે, તું થકી સુખદાતાજી,
ખેડે ખેતી તુજ તનુજ, પવિત્ર ગૌમાતાજી;
ધમ ધરા ધેનુ બળનેરે પો'શે, સુખ ઊંચા સંસારે રેજો,
એ ત્રણ ખોશે તે જન રોશે, જો જો વિચારી આ ઘડીએ.
છો ભારતિ ભુષણ શણગાર, ભલી ગૌમાતાજી.
તારૂં બળબુદ્ધિ પ્રદપય, સરસ સુખ દાતાજી.

[૨૪૦]—સૌભાગ્ય—સુંદરી—

તાત શાને કરોછો આવું કુડુ કામ? જેને રાખે શ્રીરામ,કરે સ્હાય ઘનશ્યામ
તેનું લેઇ શકે કોણ નામ—તાત૦
પ્રહલાદને પીડી હિરણ્યકશીપુ—પિતાજી, કમાણો શા દામ,
બુરે મ્હોતે મુવો પાપી, અંતે થઇ બદનામ—તાત૦
મોહિ સતી પર શંભુને બાળવા, ભસ્માસુરે બીડી હામ,
બળી ભસ્મ થઇ ગયો, જાતે, બનીને એ કામ—તાત૦

(૨૪૧)—બિલ્વમંગળ—ઉર્ફે—સુરદાશ—
તારો મુજને હેતથી ગ્રહી હાથરે ગુરૂજી, ગાઉ પ્રભુ આનંદે ગુણ ગાય હોજી
આશરો મારે તો સાચો એક ગુરૂ આપનો છે સ્તુતી કરૂં છું સ્નેહસાથ હોજી
છે નહિ મારે આશા, ધન ધરા ધામ નીરે,
ગુરૂ મંત્ર આપો કૃપા નાથરે......ગુરૂજી—તારો૦
[૨૪૨] ઓડાણા નાટક—
તારી ધીરે ગાડી હાંકારે મેરામણ ગાડીવાળા.
તારી મજરે ગાડી હાંકારે, મેરામણ ગાડીવાળા
ઘોડા છુટયા ચાનશે, પીછી પડી પોકાર,
દશ દરવાજા બંધ હુવા તોભી, નીકળ ગયા અસવાર—તારી૦
ગંગા કીનારે ઘર કરી, ને નાહાવો નિર્મળ નીર;
આપ્યા વિના શું પામીયે, તે કહી ગયા દાસ કબીર—તારી.
[૨૪૩] ખુદાની તારીફ—રાગ બિહાગ. તાલ ત્રેતાલ.
તારીફ હે ઉસ ખુદાકી, જીસને જહાં બનાયા,
કૈસી જમી બનાઇ, કયા આસમાં બનાયા,
સૂરજસે હમને પાઇ, ગરમી ભી રોશની ભી.
કયા ખુબ ચસ્મે તુને, અય મહેરબાં બનાયા,
યે પ્યારી પ્યારી ચીડીયાં, ફીરતી હય જો ચહકતી;
કુદરતને તેરી ઇનકો, તસબી ખુદા બનાયા.
કયા દુધ દેને વાલી, ગાયો બનાઇ તુને
ચડનેકો મેરે ઘોડા કયા ખુશ અના બનાયા—તારીફ૦
(૨૪૪)—સંગીન બકાવલી—
ચલ ઘોડે અસવારરે, ચલ ઘોડે અસવાર, હો.
ટક ટક ટક ટક હાંકુ ઘોડા, તન પર કોડા મારરે—ચલ.
નાન કબાબ ઔર ભાજી જીસપર, પેંડા બોટલ ચારરે—ચલ૦
પલ પલ જા તું યાર બના તું દેખ મેરા સોનગારરે—ચલ૦
(૨૪૫)—બેધારી તલવાર ઉર્ફે વસુંધરા—
ચાલ હવે ચાલ વ્હેલી વ્હેલી, લળી લળી લ્હેકે શું જોતી વળી ઘેલી.
તારા તનમાં લાગે છે તાલવેલી સાહેલી તારા તનમાં—૦
રહી જાણે સોને સુગંધી મળેલી,—અરર પગમાં વાગ્યો કાંટો,
જુડી કોઇ આવી બાંધો પાટો, જુઠી કયાં વાગ્યો છે કાંટો,
આમાં બાંધવો કયાં પાટો—હવે ચાલ ધુતારી ચાલ, (ચાલીયે છીયે)

(૨૪૬)—માલતિ માધવ—

ચાલ...ચાલ ઓ...અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી
તારા ઉરમાં આનંદની હેલી, સાહેલી તારા ઉરમાં આનંદની હેલી.
મલ્યા હવે ભેગા ચંપો ને ચંબેલી.....................ચાલ ચાલ.
મારા પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી
( ખિલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી હવે ચાલ ? )
( આ આવિયે છીયે ) ................................ ચાલ.

(૨૪૭)—સૌભાગ્યસુંદરી—

ચાલો સાહેલી [૨] ભુવનેશ્વરીના સૌ મળીને દરશન કરીયે,
દુઃખ હરનારી સુખ કરનારી, મુર્તિ માની અંતર ધરીયે.
ભાવ ધરિ જો પુજન કરીને તો ભવસિંધુથી તરીયે.
ચુવા ચંદન કુમકુમ કેશર, અરચન કરીને મન ઠરી લે;
અબીલ ગુલાલ ને પુષ્પમાળથી માને વધાવી મંદીર ભરીયે,

[૨૪૮]—સત્યનારાયણ—થાવાનું તે થાવાનું છે—

ચીન્તા મુરખ નર શું કરે, લખીયું લલાટે થાય;
ક્રોડ કરો ઉપાય થાય શું, કર્મ છુપ્યું ન છુપાય;
કંઇક જન્મનાં કર્મ કર્યાથી; કર્મ સદા બંધાય,
વાવ્યું તેવું છે લણવાનું, વિશ્વ વિભુનો ન્યાય...ચીંતા.
બાવળિયા વાવિ સુકયા ત્યાં, કેમ ગુલાબ ચુંટાય,
ઉગ્યું ગુલાબ પછી ના નહીં તે, બાવળમાં બદલાય...ચીંતા.
જાર કરાવી જમે ચોપડે, કયમ મોતી મંગાય,
મોતી દીધાં તો મળશે મોતી, શીદ ખોટા શંકાય...ચીંતા.

[૨૪૯]—મોહિનીચન્દ્ર—

ચોકને આંગણે ચાંદનીરે, ખીલી રૂપેરી રંગ, રંગરે,
આવો સાહેલી રંગ માણવા;
હૈયાં ખોલીને બેન બ્હેનરે વાતો કરી લો વ્હાલની.

સાખી { વ્હાલા વશે વિદેશમાં, બાળા બાળે વેશ;
સૈયર શાશા મોકલું શાણાને સંદેશ.

કુંજલડી સંદેશો અમારો, જઈ વ્હાલમને કેજોજીરે,
પ્રીતિ કાંઠાનાં અમે પંખીડા પ્રીતમ સાગર વીના સુના
સુનાજીરે કુંજલડીને, વ્હાલો મીઠો મેરામણ,
અમને અમૃત ખાણ વ્હાલા પ્રિતમ પ્રાણ.

સાખી { સાલમો મારો સુલક્ષણો, એંઠા જુઠા ખાય;
ઘરની સુખડી ના ગમે, સોગન જુઠા ખાય.

તમારા સમજો તમે મને વ્હાલા, જુઠડાસમ શીદ ખાઓછો જીરે.
પીયુ તમારૂં મનડું માને ત્યાં જાઓ છો, ઘી ભર્યાં ઘેબર—
ઘેર ઘેર રઝળે છે, કુસકા ખાવાને ધક્કા ખાઓજીરે.

(૨૫૦)—અદલ–ઇનસાફ—

જેણે નહીં જોયો, તેણે ખોયો એળે આ અવતાર;
ફેશન પોઝીશનવાળો સુધરેલો સંસાર.
પફબફ પાઉડર નહીં ચાખ્યા, ગાલે ન લગાવી લાલી;
આઇ ગ્લાસ પ્હેરી નવ જોયાં કર ચમરેલા નવ ઝાલી;
તેની જીંદગાની ઠાલી,
કંઇ ડીયર મીસ્ટર જોતી, ગુડમોરનિંગ ઇવિનીંગ બોલી;
વીઝીટ ન લીધી દીલ ખોલી, તે બાનુ બિલકુલ ભોળી,
નાટક ચેટક જોવાને. પોહચ્યા નહીં સૌની પહેલે;
લેનડો મોટરમાં બેસી, ફરીયા નહી દરીયા સેલે, તેની જીંદગાની એળે

(૨૫૧)—બાજીરાવ પેશ્વા—

જોબન રંગે રંગાતી, જાતી, સુપકવ અનાર.
છાતી સુપકવ અન્નાર. હિરાનો હાર, શોભીત સુખકાર.
કટી કેશ ભારે લચકાતી, વાયુ વેગથી હું વહી જાતી.
ચાલો આ લાલસા, રંગીલી રસીલી, છબીલી હું નાર,
હશે પુન્યશાળી કોઈ મને ચાહનાર..................રંગાતી.

(૨૫૨)—સ્નેહસુધા—

જોબન રસ ભર્યું લુંટો દીલદાર ઝીલો ઝીલો સુધારસ યાર—જો
હું મદવેલી ને નવેલી, પુર બહારે ખિલી રહેલી.
કુસુમ કળી નિરખાર ચુંટો દીલદાર લુંટો દિલદાર—જોબન.

(૨૫૩)—સતિ દ્રૌપદી—

જોજે અલી હર્ષઘેલી થતી ભાન ભુલી જતી,
ન્યાળી રતી પતી સલુણી શાણી, સ્નેહના સુરજમાં—હાં.
જોજે અલી વહાલથી, મળી વેલી વાંકી વસી,
આલી જતી ભુલી થઇને શાણી,—સ્નેહના૦
પિયુ સંગ હાસ્ય લાસ્ય નેત્રના વિકાસમાં,

